# ભાટિયા કર્મ-કથા.



લેખક:—ઠક્કર દેવીદાસ જેઠા રવાલી.

કિંમત આઠ આના.

# ભાટિયા કર્મ-કથા.

લેખક,

ઠક્કર દેવીદાસ જેઠા સ્વાલી.

છપાવી પ્રગટ કરનાર.

ઠક્કર વીરજી દામોદર મધાણી.

મુંબઈ.

વિક્રમ સંવત ૧૯૭૫. ઇસ્વીસન ૧૯૧૮.

પ્રત ૧૦૦૦.

કિંમત આઠ આના.

આ પુસ્તક, મુંબઈ, કોટ, હોલીચકલો, બોરાબજાર સ્ટ્રીટમાં, "ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ પ્રેસ"માં, જીવરાજ ગોકળદાશ નેણસીએ ઠક્કર વીરજી દામોદર મધાણીને માટે છાપી પ્રસિદ્ધ કર્યું.



પુસ્તક મળવાનું ઠેકાણું:—
જીવરાજ ગોકલદાસ નેણશી, બોરાબજાર સ્ટ્રીટ, હોલીચકલો, કોટ, મુંબઈ.

# પ્રસ્તાવના.

મારા મનમાં હમેશાં એવા વિચાર આવ્યા કરતા હતા કે મારે મારા ઘરસંસાર તથા પાશેરીના પેટ ભરવાની ખટપટ કરવા ઉપરાંત જે કાંઈ વખતનો અવકાશ મળે, તે વખતનો જાહેર સેવા માટે ઉપયોગ કરવો. જાહેર સેવાનું ક્ષેત્ર બહોળું હોવાથી તેમાં મારાથી કયા ભાગમાં અને કેવા પ્રકારની સેવા થઈ શકશે તે વિષે મારા એક સ્નેહીનો મત પુછતાં તેણે મને સર્વંટસ ઓફ ઇંડીયા સોસાયટીમાં બની શકતી સેવા કરવાનું જણાવ્યું. તે બાબત ઉપર મારા મનમાં ઘણી ગડમથલ થઈ અને તે સેવા મારાથી હમેશાં નભાવી શકાશે કે નહીં તે નિશ્ચિત થયું નહીં, કારણ કે ત્યાં મારા જેવા એક અલ્પમતિ તથા કમ શકિતવાળા માણસની સેવા લાભકારક નીવડવા બાબત મને શંકા હતી; ત્યાર પછી મારી મતિ તથા શકિત અનુસારની સેવા કયાં ઉપયોગી થઈ પડશે તે સ્થળ શોધવા લાગ્યો. આપણે આપણા ઘરસંસારની સેવા તન, મન, ધનથી કરીએ તથા આપણાં સગાં સ્નેહીઓને પણ બનતી મદદ કરીએ, ત્યાર પછી આપણી ફરજ જ્ઞાતીની સેવા કરવાની છે એ પ્રત્યક્ષ જણાયું; હવે તે સેવા કેવા પ્રકારની કરવી તેનો વિચાર કરતાં માલમ પડયું કે ઘણા ભાઈઓ અમુક અમુક પ્રકારની સેવા કરતા હતા, પણ મારૂં લક્ષ તો એક જુદા પ્રકારની સેવા કરવા તરફ દોરાયું; તે સેવા, તે આપણી જ્ઞાતી રૂપી વાડાની અંદર ઠેકાણે ઠેકાણે ઘણો કચરો પડેલો જણાયો, ઘણે ઠેકાણે કોહી ગયલો કચરો દુર્ગંધ ફેલાવી રહ્યો હતો. ત્યાં કેટલાક ભાઈઓ તે વાડાને ઉપર ઉપરથી ટાપટીપ કરી શણગારતા માલમ પડયા તથા કેટલાક ઘણી તરેહના સુધારા વધારા કરતા જણાયા, પણ તે વાડામાં અધર્મ રૂપી દુર્ગંધ ફેલાવતા ઉકરડા તો મોટા થઈ ગયલા જણાયા તથા બીજા જ્ઞાતી-કુચાલ રૂપી કચરાના ઢગલા તો ઠેકાણે ઠેકાણે દેખાતા હતા તે સાફ કરવામાં થોડાક ભાઈઓ માલમ પડયા. તેઓમાં આપણા ભાઈ દામોદર સ્વચ્છ પુરેચા તથા સ્વ૦ ભાઈ ગોરધનદાસ દામોદર પમાણી ઘણી સખત મેહેનત કરતા મારા જોવામાં આવ્યા. પણ તે ઉકરડા તથા કચરાના ઢગલા એવા તો જામી ગયા હતા કે તેઓની ઘણી મેહેનતના ભોગે કચરો ઘણો થોડો નીકળી શકતો હતો; તે તરફ મારૂં લક્ષ દોરાતાં સેવક, હાથમાં કોદાળો, પાવડો તથા ટોપલીઓ લઈ સજ થયો અને કચરો કહાડવાના કામમાં પ્રવૃત થયો. આ કાર્ય કોઈને રીઝવવા કે ખીજવવાના હેતુથી આદર્યું નથી પણ જ્ઞાતી સેવાની લગની લાગવાથી. કચરો અને દુર્ગંધ ઓછી કરવાની મતલબથી "ભાટિયા પ્રકાશ"માં પ્રસિદ્ધ કરીને શરૂ કર્યું. તે તમે આ લઘુ પુસ્તકમાં જોશો.

**કવિતાઃ** કવિતા વાંચવાનો મને બાળપણથીજ શોક હતો, તેમાં વિશેષ કરીને કવી દલપતરામ ડાહ્યાભાઇની કવિતા ઉપર મને વધારે ભાવ હતો; ત્યાર પછી આપણા સ્વ. ભાઈ ગોરધનદાશ દામોદર પમાણીની જ્ઞાતી હિતની કવિતાઓ વાંચતાં મારા મનમાં કવિતા કરવાની ઇચ્છા થઈ, અને કવિતા વાંચવાથી જનસમાજના મનપર સારી અસર થાય છે તેથી કવિતારૂપી કોદાળી હાથમાં લીધી. મેં કવિતા કરવાનો કાંઇ પણ અભ્યાસ કર્યો નથી, તેમ પીંગળની ચોપડી હાથમાં પણ લીધી નથી. મારા એક સ્નેહીએ મને પીંગળનો અભ્યાસ કરવા જણાવ્યું પણ મને કુદરતી રીતે મનને બરાબર લાગતું તે પ્રમાણે લખવાનું વધારે પસંદ પડયું; તેથી વાંચકોને મારી નમ્ર વિનંતી છે કે મારી કવિતામાં વ્યાકરણનો કે પીંગળ સંબંધી કાંઇ દોષ જોવામાં આવે તે બાદ કરી તેનો સાર ફકત ગ્રહણ કરી, અને વાંચીને "વાહ ! વાહ !" અથવા "હાય ! હાય !" કરીને બેસી ન રહેતાં, સત્યાસત્યનું શોધન કરી, મારી કહેવાની મતલબનું મનન કરી તે પ્રમાણે વર્તી બીજાઓને તે પ્રમાણે વર્તવાનો બોધ આપી પાયમાલ થતી જ્ઞાતિની ઉન્નતિ કરશો એજ દાસની આશ છે.

આ પુસ્તક છપાવી બહાર પાડવાને મને કેટલાક ભાઇઓ તરફથી કહેવામાં આવ્યું, પણ તેમ કરવાની મારી શકિત ન હોવાથી તે બની શકયું નહીં. ત્યાર પછી એક દીવસ આગગાડીમાં આપણા બેચાર ભાઇઓ સાથે હતા અને પ્રસંગોપાત વાત નીકળતાં મેં એક બે કવિતા બોલી સંભળાવી, જે સાંભળી તેઓને રમુજની સાથે દિલમાં સારી અસર થઇ અને તેજ વખતે ભાઇ વીરજી દામોદર મધાણીએ આ ચોપડી છપાવી બહાર પાડવાનો ખર્ચ આપવાની પોતાની ઇચ્છા દર્શાવી. આ ભાઇની સહાયતા તથા ભાઇ જીવરાજ ગોકલદાશ નેણશીએ લીધેલી મહેનતને માટે હું તેમનો આ તકે મોટો ઉપકાર માનું છું.

ભાઈ દામોદર રવજી પુરેચાએ આજ વર્ષો થયાં જ્ઞાતી સેવાનો જે યત્ન આદર્યો છે, તેને માટે તથા તેમની નિઃસ્વાર્થ જ્ઞાતી સેવાને માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે. તે ભાઇએ મને આ સેવામાં વખતો વખત જે સુચનાઓ આપી છે તેને માટે તથા આ ચોપડીમાં જે ચિત્રો આપ્યા છે તે તેમના "ભાટિયા પ્રકાશ" માંથી લેવાની પરવાનગી આપી તેને માટે હું તેમનો હંમેશનો આભારી રહીશ.

શ્રી મુંબઇ, સંવત ૧૯૭૫ ના
કાર્તિક સુદ ૧ ને સોમવાર.

**દેવીદાસ જેઠા સ્વાલી.**

# ભાટિયા કર્મ-કથા.



## मंगलाचरण.

### દોહરો.

કીર્તન કૃષ્ણ તણું કરો, ધરો ધર્મમાં ધ્યાન,
તન, મન, ધન અર્પણ કરો, કરો કોમ કલ્યાણ.

---

## नवा वर्षनी शुभ इच्छा.

संवत १९७५. ॐ सने १९१८.

---

### शार्दुल विक्रिडांत.

સુખ, સંપતી, મતી શુધ્ધ, બંધુ તમને, આપે પ્રભુ સર્વદા,
કાપે કષ્ટ, તમામ તાપ તનનાં, માગું મુખે હું સદા;
સંતોષી, શુધ્ધ સ્નેહ સત્ય હૃદયે, હોજો સદા હર્ષમાં,
ઇચ્છે દેવીદાસ દીન દિલથી, એવું નવા વર્ષમાં,

**तथास्तु ! तथास्तु ! तथास्तु !**

---

# કર્મ–કથા.

### દોહરો.

કર્મ-કથા ભટ્ટી તણી, કૃષ્ણ કૃપાથી આજ,
કર જોડીને કરગરી, કહું કોમને કાજ.

## ભાટિયાઓની આર્વાચીન સ્થિતી.

અફસોસ! આપણી આર્વાચીન સ્થિતી, પ્રાચીન સ્થિતી સાથે સર ખાવતાં કેટલી બધી કંગાળ લાગે છે! ક્ષત્રી મટી વૈશ્ય થયા! રાય મટી કાયર થયા! સિંહ મટી દાસ થયા! મર્દ મટી બાયલા થયા! ધર્મીષ્ટ મટી અંધ શ્રધ્ધાળુ થયા! અને કન્યા વિક્રયનો ક્રૂર કુચાલ જ્યારથી કોમમાં પેઠો છે ત્યારથી ઉંચમાંથી નીચ કહેવાઇએ છીએ! અને તેને માટે ખરેખર! આપણને દરેકને શરમાવું જોઇએ! અરે! આપણે એટલા બધા નિર્માલ્ય બની ગયા છીએ કે નજરે જોઇએ છીએ છતાં તેનો કાંઇપણ ઉપાય થઇ શકતો નથી, એ અજબની વાત છે!

યાદ રાખવું જોઇએ કે એક હાથે તાળી પડતી નથી અને જ્યાં સુધી બે હાથ જોડાય નહીં, એટલે કે જ્યાં સુધી આપણે ખોટી મમતો મુકીને એકત્ર થઇશું નહીં ત્યાં સુધી આપણી સ્થિતી સુધરે એવું લાગતું નથી, તેથી દરેક ભાઇને મારી નીચે પ્રમાણે નમ્ર વિનંતી છે અને આશા છે કે તે ધ્યાનમાં લઇ તેનો સત્વર ઉપાય કરશો.

## ભટ્ટી ભાઇઓને નમ્ર વિનંતી.

### ( સવૈયા એકત્રીસા. )

રાજ ગયા ને સાજ ગયા, શિરતાજ ગયા, હા! તમ કરથી!
સિંહ મટી વળી દાસ થયા, શું ઉદાસ નથી તમે તે પરથી?
આંખો ખોલી અજુ બાજુ જુઓ નહીં તો સુણજો કાન,
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકશાન. ૧.

બાળ લગ્નથી થાય ખરાબી, ઘરડા ઘણા બગાડે ઘાણ,
કન્યા વિક્રય ક્રૂર સ્વર્થી, ઘસાય જાતી નથી જાણ;
સાર સર્વનો સાવધાન થઇ સાંભળજો ઓ! શેઠ સુજાણ,
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકશાન. ૨.

બીજ કાચું ને જમીન નબળી, કેમ નીપજે સારો ફાલ?
વ્યર્થ જાય છે તત્વ તેમનાં, તન તાજાનાં થાય હવાલ;
એવી રીતે બાળ લગ્નથી, નબળા નીપજે છે સંતાન,
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકસાન. ૩.

ઘરડા માળી ગુલાબવાડી ફોકટ બેઠી કરે ખુવાર,
બીજ વિના ને જળ સિંચન વિણુ જાય સુકાઈ સઘળો હાર!
લાયક માળી વિણુ તે વાડી પામે નહીં ફળ ફુલને પાન,
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકસાન. ૪.

જુવાન સારા ખેતીકારો, ફાં ફાં મારે જમીન માટ,
પૈસા વિણુ તે જુઓ બિચારા બીજ ફેંકી દે આડીવાટ!
પાયમાલ થઈ વંશ વિના તે જતા રહે છે છોડી જાન,
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકસાન. ૫.

ઉજ્જડ થયલી ફૂલવાડીઓ ફળે કદી નહીં તે ફરીને,
અન્ય માળીઓ નહીં મળેથી થાય રાખ અંતે બળીને!
એવી રીતે વિધવાઓ વળી ફળ પામ્યા વિણુ છોડે પ્રાણુ,
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકસાન. ૬.

કન્યા વિક્રય તણી ક્રૂરતા, લખતાં કંપ કલમને થાય!
તોય હરામી નીચ પિશાચો દિલમાં લેશ દયા નવ ખાય;
કમળ પાંખડી પૈસા માટે, હાય! પછાડે કાળે પાણુ!
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકસાન, ૭.

કુસંપ કાળો કેર કરે છે, તેને કહાડો જ્ઞાતી બ્હાર,
હરખ્હારીને વિલાતીઓની મુકોને ખોટી તકરાર;
હળીમળીને હઠ છોડી દો, નહીં તો થાશે મોટી હાણુ!
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકસાન. ૮.

"ધર્મ ધર્મ" કરી હવેલીઓમાં ખાય ધકેલા ભટ્ટી રાજ!
ખરો ધર્મ તે કરો સુધારો, કહાડો ને "મેલા મ્હારાજ";
તન મન ધન જ્ઞાતીને અર્પો, ટાળો અંધ શ્રદ્ધા અજ્ઞાન!
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી! થાય ઘણું નુકશાન. ૯.

જાતભાઇને "નાત બ્હાર" કરી કુજાતનાં પૂજે છે પાય !
ભોજન ભાવે નહીં ભાઇનું ! વટલેલાનાં જૂઠણ ખાય !
ઘરનાં છોરૂ ઘંટી ચાટે ! પાખંડી પામે પકવાન !
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી ! થાય ઘણું નુકશાન. ૧૦.

નાત જાતમાં વાત વાતમાં કેમ લડો છો ભટ્ટી વીર !
સંપ તજીને સુખની આશા કેમ કરો છો હે રણધીર !
ભાગ પડેલા ભેળી નાખો, વિખેરી નાખો તોફાન !
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી ! થાય ઘણું નુકશાન. ૧૧.

અન્ય જ્ઞાતીઓ કરે સુધારા, સુખનાં સાધન કરે તૈયાર,
ઉંઘ તજીને અરે ભટ્ટીઓ ! હવે થાઓ સઘળા હુશિયાર:
દેવીદાસ કહે દિલમાં ધરજો, કોમ તણું કરજો કલ્યાણ,
કુસંપ ને વળી કુચાલથી, ઓ ભટ્ટી ! થાય ઘણું નુકશાન. ૧૨.

## બાળ લગ્ન.

### દોહરો.

બાળલગ્નથી બાળકો દુઃખમાં બહુ રીબાય,
માત પિતા લ્હાવો લઈ, પાછળથી પસ્તાય.

બાળલગ્નથી આ દેશની પ્રજા કેટલી નિર્માલ્ય અને અલ્પાયુષી થઇ ગઈ છે તે ખુલ્લું જણાઇ આવે છે. લગ્ન સંબંધથી જોડાવાને માટે વરકન્યાને કુદરતી આનંદ થાય છે, પણ અહીંઆં તો હજી વરકન્યાને. લગ્ન તે શું ? તેની પણ પુરી ખબર હોતી નથી ત્યારે માબાપોને પોતાના બાળકોને પરણાવવાનો કવખતનો લહાવો લેવાનો આનંદ થાય છે, તે શા કામનો ? જ્યાં સુધી પરણનારા જોડાંને લગનથી આનંદ ઉત્પન્ન

થવાનું દેખાય નહીં ત્યાં સુધી બીજાઓનો આનંદ શા કામનો ? અને એવી રીતે વગર ઇચ્છાનાં લગ્નોથી ઘણું માઠાં પરિણામ આવે છે તે દેખીતું છે. માબાપો લગ્નનો લહાવો લેવાને માટે હજી તો છોકરાં નિશાળમાં અભ્યાસ કરતા હોય છે ત્યાં તો ઘરની અંદર છોકરાંઓ પાસે “ કાકુ, હાણે તોજી વની કંધ્રાસી !” તથા “બચી હાણે તોજ્જે સોરો કંધ્રાસી!” એજ કુથલી કહાડે છે અને તેથી તેઓનાં ચિતને તેની અંદર ચંચળ થવાને માટે રસ્તો કરી આપે છે અને ઘણાં દાખલા એવા પણ બન્યા છે કે માબાપોનો આગ્રહ છતાં પોતાના અભ્યાસને વળગી રહી મોટી ઉમરે જેઓ પરણ્યા છે તેઓ સુખી થયા છે, પણ ઘણાં પોચાં મનનાં બાળકો, માબાપોના લહાવાના ભોગ થઈ પડયા છે અને તેઓ મોટી ઉમરે પસ્તાયા છે ! માબાપો આ લહાવાના અનિષ્ટ પરિણામ નજરે જોય છે છતાં ચાલતી આવેલી રીતમાં સુધારો કરવાનું મનપર લેતા નથી એ ઘણા અફસોસની વાત છે !

## બાળ લગ્ન વિષે.

---

### મનહર છંદ.

નાનાં છોકરાંઓ જેમ ઢીંગલા ઢીંગલી રમે,  
તેમ માત પિતા નિજ છોકરાં વરાવે છે;  
લગ્ન તણો ધર્મ શું છે ? ક્રિયા તણો મર્મ શું છે ?  
ખ્યાલ તેનો લેશ નહીં બાળકોને આવે છે;  
વર્ષ દશબારનાં બાળકો વર વહુ બને,  
લ્હાવો લેવા ખાસ તેનાં પાળકોને ભાવે છે;  
આગ્રે લગ્ન થકી બહુ બાળકો એ હાલ થાય,  
માત પિતા દોષ તેમાં નસીબનો લાવે છે. ૧.

"પાંજો કાક્કુ લાય નંઢી વની કરી અચો" એમ,
માતા ઘર માંહે રોજ કંકાસ ચલાવે છે;
બાળકોનું ધ્યાન વિદ્યાભ્યાસ પર હોય તેને.
સંસારની કુથલીમાં ચિતને ચડાવે છે;
શરીર ચુંથાય તેનો લેશ ન વિચાર થાય.
કાચા પાયા ઉપર ઈમારત ચણાવે છે;
બાળ લગ્ન થકી બહુ બાળકો બે હાલ થાય,
માત પિતા દોષ તેમાં નસીબનો લાવે છે. ૨.

વર્ષ બારની બાળાને સંતતી થતી જણાય,
બચ્ચાંઓ તેનાં તો "ઉંદેડા" માં સરખાવે છે!
જનમતાં જીવે નહીં, કાં તો થોડા વર્ષ જીવે.
રોગી રહે રોજ ચિતે ચિંતા ઉપજાવે છે;
વૈદીક સિદ્ધાંત જુઓ ડાકટરો સુદ્ધાંત કહે,
બાળ લગ્ન થકી થતી ખુવારી બતાવે છે:
બાળ લગ્ન થકી બહુ બાળકો બે હાલ થાય,
માત પિતા દોષ તેમાં નસીબનો લાવે છે. ૩.

કાચું બીજ કો કદાપી જમીનમાં વાવે જુઓ,
ઉગે નહી ઝાડ કદી, ફોકટ ગુમાવે છે,
એવી રીતે બાળકોનું વિર્ય જે અપકવ હોય.
લગ્ન કરે વ્યર્થ જાય, ખરાબી કરાવે છે:
કાયા તણો પાયો જે બંધાયો નહી હોય તેને,
મૂળમાંથી તોડી નાખે. ઠેકાણે ન આવે છે:
બાળ લગ્ન થકી બહુ બાળકો બે હાલ થાય,
માત પિતા દોષ તેમાં નસીબનો લાવે છે. ૪.

કુદરત તણો જરા કાયદો તપાસી જુઓ,
રજોધાન રંભા લગ્ન લાયક લેખાવે છે.
બ્રહ્મચર્ય-વ્રત વળી વીસથી પચીશ વર્ષ.
પુરૂષોને પાળવાનું પંડીતો પઢાવે છે:

એવી રીતે લગ્ન થાય, લાયક જોડાં બંધાય,
પ્રજા તેની પાકે, ભલા ભલાને ભુલાવે છે;
બાળ લગ્ન થકી બહુ બાળકો બે હાલ થાય.
માત પિતા દોષ તેમાં નસીબનો લાવે છે. ૫.

નાની બાળાઓ જે હાલ, વિધવા થઇ બેહાલ,
સંખ્યા તેની જોતાં હૈયે હિંમત હરાવે છે;
એક મરી જાય, બીજી ઉપરથી ત્રીજી થાય,
એમ પુરૂષોને નવી નવી ભલી ભાવે છે,
બાળા બહુ વર્ષે રંડાયાથી નિરાધાર થાય,
પુનર્લગ્ન ના કરાય, કાયદો ચલાવે છે;
બાળલગ્ન થકી બહુ બાળકો બે હાલ થાય,
માત પિતા દોષ તેમાં નસીબનો લાવે છે. ૬.

બાળલગ્ન અને વળી વૃદ્ધ લગ્ન બંધ થાય,
વિધવાઓ ઘટે પુનર્લગ્ન નહીં ફાવે છે;
કન્યાની અછત છે તે છત માંહે ફરી જાય,
કુંવારાઓ ઘર માંડ જ્ઞાતીને શોભાવે છે;
જ્ઞાતીમાં ઘટાડો થતો એમ કરે દૂર થાય,
ફાલે ફુલે ઝુલે એવી, દુનિયા દીપાવે છે;
બાળલગ્ન થકી બહુ બાળકો બે હાલ થાય,
માત પિતા દોષ તેમાં નસીબનો લાવે છે. ૭.

વર વહુને ન બને, સગાંએ સગામાં લડે.
કુટુંબમાં કલેશ કાળો કેર વરસાવે છે;
લ્હાવો લેવા સાટે એવાં સંકટોને વ્હોરી લે છે.
બાળલગ્ન થકી એ બગાડો થતો આવે છે;
દોષ નથી નસીબનો, નથી દોષ બાળકોનો,
અફસોસ ! માત પિતા પોતે બીજ વાવે છે,
બાળલગ્ન થકી બહુ બાળકો બે હાલ થાય,
દેવીદાસ, દોષ તેમાં માબાપનો લાવે છે. ૮.

# વૃદ્ધ લગ્ન.

---

**દોહરો.**

બુઢ્ઢા બુદ્ધિ ભ્રષ્ટ થઈ, પરણે નાની નાર !
ભવ બોળે બાળા તણો, તે નરને ધિઃક્કાર !

આ સંસારમાં મનુષ્યો માટે ચાર આશ્રમો કહ્યા છે,—૧. બ્રહ્મચર્ય, ૨. ગૃહસ્થાશ્રમ, ૩, વાનપ્રસ્થાશ્રમ અને ૪, સન્યસ્થાશ્રમ. વાનપ્રસ્થાશ્રમમાં સંસારની જંજાળમાંથી મુક્ત થઈ ઈશ્વિર સ્મરણ તથા પરમાર્થ કરવા તરફ મનુષ્ય પોતાના મનને વાળે છે, તેને બદલે આપણી કોમમાં આ આશ્રમમાં તો ઉલટુંજ જોવામાં આવે છે. હાલમાં ઉપર ઉપરનાં ઠાઠમાઠ તથા દંભ અને આડંબરથી તો મનુષ્યો એટલા બધા પ્રભુ પરાયણ તથા ધર્મીષ્ટ જેવા દેખાય છે કે જાણે આપોઆપ ધર્મનાં પુતળાં ! તેઓનો વાનપ્રસ્થાશ્રમનો સમય પણ સંસારી પ્રસંગોમાં પસાર થાય છે અને સન્યસ્થાશ્રમમાં આવે છે ત્યારે પણ પ્રભુ સ્મરણને બદલે તેઓ લાડી, વાડી ને ગાડીમાંજ ગુલતાન હોય છે, એટલુંજ નહીં પણ ૫૦-૬૦ વરસની વયમાં પણ જો તેઓની સ્ત્રી ગુજરી જાય તો પણ તે વૃદ્ધ જરઠો, ખાલી ખોખાઓ, બિચારી બાર વર્ષની બાળકી સાથે પરણી તેનો ભવ બગાડવાની સાથે પોતાનો ભવ પણ બગાડે છે! આ જરઠો ઘણે ભાગે ૪-૫ કે ૬ વાર પરણે છે અને તેઓને સારો વંશવેલો હોય છે છતાં પણ તેઓ ફકત અલ્પ સમયની ક્ષણીક વિષયવાસનાને ખાતર બિચારી કુમારીકાનો જન્મારો ધુળધાણી કરે છે! અને એકાદ વર્ષમાં આ ફાની દુનિયામાંથી હમેશને માટે પલાયન કરી પોતાની પાછળ બિચારી રાંક નિર્દોષ બાળાને "વિધવા" ની જન્મ ભરની ટીપ મારતો જાય છે.

આવા વૃદ્ધ જરઠો, ખરેખર! દુનિયાને દુઃખરૂપ છે! જ્ઞાતિને ભારરૂપ છે! કુમારીકાઓને કાળરૂપ છે! કુંવારાઓને કષ્ટરૂપ છે! વિધવાઓને શ્રાપરૂપ છે! અને પરમેશ્વરને પાપરૂપ છે!

---



વૃદ્ધ પતિ અને બાળપત્નીનો પ્રથમ મેળાપ.

**કાળા કાકા**—અલી હસ! જરા હસ! જરા મારા સામું જોઇ હસ, તને મારા સમ છે, એકવાર હસ! પ્યારી, પલંગે પોઢો, અને મને સુખ આપી તમે પણ સુખ ભોગવો.

**શ્યામા**—હસવાનું તથા પલંગે પોઢી સુખ ભોગવવાનું આ ભાગ્યહીણ જીવડાને માટે સરજાયલું નથી. તમે સુખે પોઢો.

# वृद्ध श्रीमंतोनी विषय वासना.

## भाटिया ज्ञातिमां अछत कोनी छे?
## कन्यानी के कुंवाराना?

**મનહર છંદ.**

કન્યાનાં વડીલો કહે કુંવારા દેખાતા નથી,
કુંવારા કહે કન્યાનો કોમમાં દુકાળ છે;
[1]મંડળ, [2]પ્રકાશ અને ભાટિયા મ્હાજન ખાસ,
કરીને તપાસ કહો વાતમાં શું માલ છે?
“મોટાર ને માળેવારો નાણેવારો સોરો ખપે!”
હીરા મોતી માણેક ઉપર બહુ પ્યાર છે;
ઉમર આરોગ્યતા ને યોગ્યતા જોવાય નહી,
ધન માલ જાણે લાયકાતનો ભંડાર છે. ૧.

કન્યા માટે માગું આવે, માળા મોટરો બતાવે,
દોઢીયાં દેખાડે, બસ ઝટ બેડો પાર છે;
“બીજ ત્રીજ વર” હોય, ઉમર અયોગ્ય હોય,
તીજોરીમાં નાણું હોય, યોગ્યતા અપાર છે;

યુવાન કુંવારા સારા કન્યાના ઉમેદવાર,
નાણું નહીં હોય તે નાલાયક ગમાર છે;
ઉમર આરોગ્યતા ને યોગ્યતા જોવાય નહીં,
ધન માલ જાણે લાયકાતનો ભંડાર છે. ૨.

કુંવારા બિચારા “વહુ વહુ” કરી મરી જાય,
પચાસ પચાસનાં પરણે પાંચ વાર છે;
ઉલટું ચાલે છે ગાડું, આગળ વધાય કેમ?
નાણા થકી છતી આંખે અંધાપો અપાર છે;

શ્રીમંતો વિષય સુખ માટે બાળાને બગાડે,
જ્ઞાતીનું નખોદ હાય! તેઓ વાળીનાર છે;
ઉમર આરોગ્યતા ને યોગ્યતા જોવાય નહીં,
ધન માલ જાણે લાયકાતનો ભંડાર છે. ૩.

---

૧. ભાટિયા મિત્ર મંડળ. ૨. ભાટિયા પ્રકાશ.

ધિઃક્ક છે તે બુઢાઓને, ધિઃક્ક છે તેઓની બુદ્ધિ,
પ્રભુ ભજવાને ટાણે લાડો લાવનાર છે,
"યુનાની અકુતી" ખાય, ધાતુ પુષ્ટ ગોળી ખાય,
બનાવટી દાંત, કેશ કાળા કરનાર છે;
એવા ખોટા વેષ ધરી, હજારોનાં ખર્ચ કરી,
કુંવારી કન્યાની જીંદગી બગાડનાર છે;
ઉમર આરોગ્યતા ને યોગ્યતા જોવાય નહીં,
ધન માલ જાણે લાયકાતનો ભંડાર છે. ૪.

પશુઓની ઓલાદ સુધારવાને ઘણા લોકો,
માદા માટે સારા સારા નર શોધનાર છે;
અફસોસ ! મનુષ્યો પોતાની જાત માટે જુઓ,
સંતતી સંસાર સુખ કદી ના જોનાર છે;
દામ લઈ દુહીતાને દેખીને ડોસાને આપે,
દુખી થાય ત્યારે દોષ દૈવને દેનાર છે;
ઉમર આરોગ્યતાને યોગ્યતા જોવાય નહી.
ધનમાલ જાણે લાયકાતનો ભંડાર છે. ૫.

કન્યાને કુંવારા થકી વસ્તીનો વધારો થાય,
બુઢ્ઢાને બાળકી થકી જ્ઞાતી ઘટનાર છે;
લાયક જોડાંથી જુઓ પ્રજા બળવાન બને,
કજોડાંથી દંપતીનો દુખી અવતાર છે;
અરે ! બાઈ ભાઈ, દોઢીયાંથી બધું થાય પણ
સંતતી સંસાર સુખ તેથી ના થનાર છે;
ઉમર આરોગ્યતા ને યોગ્યતા જોવાય નહીં,
ધનમાલ જાણે લાયકાતનો ભંડાર છે. ૬.

ઘરડા વિષય સુખ માટે ફાંફાં મારે જેમ.
ઝાંઝવાનાં જળ જોઈ મૃગ દોડનાર છે;
આંબાને ભેટવા સારૂ ઉગતી વેલી તણાય,
બાવળીઆ વચમાં વેલીને બાઝનાર છે;

૭૯૦૨



કોમળ ખીલેલી વેલી બાવળને બાઝવાથી,
નિરાશ થઇને અંતે મુકાઇ જનાર છે;
ઉમર આરોગ્યતા ને યોગ્યતા જોવાય નહી,
ધન માલ જાણે લાયકાતનો ભંડાર છે. ૭.

કન્યા વેચનાર ને લેનારનાં તો હાલ જુઓ;
આબરૂ ને ધન માલ ધૂળ મળનાર છે.
ખરી લાયકાત, તન, મન, વય વિધાતણી,
ભરતી ને ઓટ જેવો પૈસાનો પ્રકાર છે;

એવી લાયકાતવાળાં જોડાં વરકન્યા તણાં,
દાખે દેવીદાસ દુનિયામાં દીપનાર છે;
ઉમર આરોગ્યતા ને યોગ્યતા જોવાય નહીં,
ધન માલ જાણે લાયકાતનો ભંડાર છે. ૮.

---

## કુંવારાની કથા.

### દોહરો.

કહે કુંવારા કોમને, આપો કન્યા દાન.
કથા શુણી કરૂણા કરી. કાપો કષ્ટ નિદાન.

આપણી કોમમાં ગરીબ વર્ગના કુંવારા યુવાનોની મોટી સંખ્યા નજરે પડે છે, તેનું કારણ ફક્ત "કન્યા વિક્રય" તથા "વૃદ્ધ લગ્ન" છે! તે ઉપરાંત પણ જેઓ આ કુકર્મ કરતા નથી અને પોતાની કન્યાઓનું દક્ષીણા સાથે દાન આપે છે તેઓ પણ પોતાની પુત્રીઓને કામ કરવું ન પડે અને સુખે બેસી શીરાપુરી ખાય, માટે મોટા શ્રીમંતોના મોટા ઘર તરફ નજર પોચાડે છે. અને માળા મોટરવાળા શેઠીયાને શોધે છે, અને તેવો લાગ ન જણાય તો પછી તેવાઓમાંથી કોઇનું ઘર ભંગ થાય છે

ત્યાં ઝટ દોડી જાય છે. અને હજી મરનાર સ્ત્રીનું સબ પડેલું હોય છે, એટલુંજ નહીં પણ એટલી ઉતાવળ કરવામાં આવે છે કે તે સ્ત્રી હજી મરી પણ ન ગઈ હોય તેવા વખતે પણ તેને ઠેકાણે પોતાની કન્યાઓ આપવા હાંપ્લા પાંપ્લા થઇ જાય છે! અને લાગવગ ચલાવી કાંઈ પણ વિચાર ન કરતાં પોતાની પુત્રી પૈસાદારને આપે છે, અને યુવાન કુંવારા, ભલેને તેઓ વિદ્વાન હોય, નીતી રીતીવાળા હોય, ગુણીયલ હોય પણ પૈસાની એક ખામી હોવાથી તેઓને નાપાસ કરવામાં આવે છે.

ગરીબ કુંવારાને આપવાની વાત થાય, ત્યારે એમ કહેવામાં આવે છે કે મારી દીકરી ખાશે શું? આ વખતે તેઓ સકળ જગતને પોષનાર પ્રભુને પણ ભુલી જાય છે, કે જે કીડીને કણ અને હાથીને મણ આપી રહ્યો છે! આવા વિચાર કરી તેઓ પોતાની પુત્રી, સર્વ રીતે અયોગ્ય, પણ પૈસાથી ભરપુર ભરથારને આપે છે અને તેવાઓ ઉપર કન્યાઓ આપવાની તુટા તુટ પડે છે. અને જન્મોત્રીના ઢગલા પડે છે, તેમાંથી તે શેઠીયા એકને પસંદ કરી સ્વીકારે છે. પણ જે લાયકાત જોવી જોઇએ તે જોવાતી નથી પણ માત્ર ધન લક્ષ્મી જોવાય છે આ ઉપરથી કુંવારાઓની કેવી દશા થાય છે તેનો વિચાર કરો, તેઓને પોતાનું ઘર સુનું સ્મશાન જેવું લાગે છે, નિતીવાન છતાં અળખામણો તથા "શાખ વગરનો" કહેવાય છે અને ભણેલો છતાં મુર્ખ કહેવાય છે! બિચારાને હાથે રસોઇ કરવી પડે છે! અને રહેવાને માટે—"વાંઢાને જગ્યા નહીં મળે!" એવા સુંદર (!) સરોદો સાંભળીને તેનું મન કેટલું દુખાતું હશે તેનો ખ્યાલ કરો! જેવી રીતે જનસમાજમાં વિધવાઓને હડધુત કરવામાં આવે છે તેવીજ રીતે કુંવારાઓને પણ હડધુત કરવામાં આવે છે! કન્યાવિક્રય અને વૃદ્ધ વિવાહથી વિધવાઓનો વધારો થાય છે અને કુંવારાઓ વહુ વિના ન સંતાન થઇ નષ્ટ થાય છે! આપણી જ્ઞાતિના ઘટાડાનાં કારણોમાં આ એક મુખ્ય છે! હરી! હરી! પૈસાની પ્રાપ્તિથી કેવા હાનીકારક પરિણામ આવે છે!



**કુંવારા**—ઓ બુઢ્ઢા બુઝખો! આ રમકડાં તમારી ધોળી દાઢી માટે નથી. અમ જુવાનીયાઓનાં હક ઉપર ત્રાપ મારી, અમને તેમજ આ અજ્ઞાન અબળાઓને અવળે રસ્તે ઉતરતાની કાં ફરજ પાડો છો? લાવો અમને.

**બુઢ્ઢાજીઓ**—એં! એં! એં! લે આ—એ તો વરસનાં બે હજાર છે, બે! પૈસાનો લહાવો છે.

કુંવારા પોતાનો જન્મારો કેવી રીતે વીતાડે છે તેની કરૂણાજનક કહાણી નીચે પ્રમાણે કહી છે;—

## ...વારાની करूणा रसीक कहाणी.

(ભાઇઓ જેની ભારજા ભુંડીરે,—એ રાગ.)

શુણો ભાઈ સૈ સંસારી રે, બળી જીંદગી કુંવારી—એ ટેક.

ચાલીસ કે પિસતાલીસ ચાલ્યા, પચાસને શું વાર,
જાય જુવાની, ધોળા થયા વાળ, તોય મળી નહીં નાર.—શુણો ભાઈ. ૧.

ઉઠી પ્રભાતે દંપતી દીસે, આનંદમાં ગુલતાન,
કાળી અંધારી કોટડીમાં હું, પુરાયો જેમ હેવાન.—શુણો ભાઇ. ૨.

આંખો ઉઘાડતો, માંખો ઉડાડતો, ઉઠું ચડે દિન પ્હોર,
નારી વિના શુણો મારી બિના, હું કહું કેવી તે કઠોર.—શુણો ભાઈ ૩.

ન્હાવા ધોવા જાઉં નળ પર નીચે, નારીઓ નાસી જાય,
કુંવારો તો જાણે કરડી ખાશે, એમ ઘરમાં ઘુસી ગભરાય.—શુણો ભાઈ. ૪.

ચુલે બેસીને "ચાય" કરૂં ને વિચાર કરૂં મન માંય,
કર્મ અભાગિયો થયો હું ભાટિયો, એજ મ્હોકાણ જણાય.—શુણો ભાઈ. ૫.

બળી બળીને બાટી બનાવું, બાફી બનાવું દાલ,
રોજ બળેલાં બાફણાં ખાઉં, જુઓ કુંવારાના હાલ.—શુણો ભાઈ. ૬.

સુંદરી સારી રસોઈ કરીને, જમાડે પતિને કંસાર,
સેવ સુંવાળી નારીનાં હાથની, કેવી હશે મજેદાર!—શુણો ભાઈ. ૭.

દોલતવાળા દામ હજારોથી, પરણે ચોથી છઠી વાર,
કુંવારાનાં હક શ્રીમંતો લુંટે, તેથી મળે નહીં નાર.—શુણો ભાઈ. ૮.

રાંડેલાને કુંવારી મળે નહીં, એવો ઠરાવ જો થાય,
ઊઘડે તોજ નસીબ અમારા, ઘર ઘણાંના મંડાય.—શુણો ભાઈ. ૯.

રાંડી રાંડેલો, કુંવારી કુંવારો, એમ જો લગ્ન લખાય,
વિધવાનો વાંધો, કુંવારાનો કજીઓ, તેથી બન્ને પતી જાય.—શુણો ભાઈ. ૧૦

ભટ્ટી વેપારી, નાણું વધારી, સારા શ્રીમંત ગણાય,
થાય તપાસ તો મારા સરીખા, ઘણા ગરીબ જણાય.—સુણો ભાઈ. ૧૧.

ત્રીસ પચીસ માસીક પગારમાં પેટ પુરૂં ન ભરાય,
હેમ દાગીનાં હજારો રૂપિયાં, કેમ કરી ભેળા થાય?—સુણો ભાઈ. ૧૨.

નાકે સુનથડી, કાને "છેલકડી" કંઠે હીરાનો હાર!
રેશમી સાડીઓ, ફેન્સી પોલકા, પુરા કરે કિરતાર!—સુણો ભાઈ. ૧૩.

સોની, સુતાર, લુહાર, કુંભારોમાં, કન્યા મળે તત્કાળ,
પાંચ પચાસનું પલ્લું કરે તો, પામે પદમણી નાર.—સુણો ભાઈ. ૧૪.

જગ્યા રહેવાને ભાડે મળે નહીં, માળે માળે ફરૂં જોઈ,
બાયડીવાળા અનીતિ કરે, પણ તે તો જુએ નહીં કોઇ.—સુણો ભાઇ. ૧૫.

સાંજે આવું ઘેર કાંઈ સુઝે નહીં, જાઉં હવા ખાવા બ્હાર,
હોય જો નારી તો સારી સુધારીને રાખે રસોઇ તૈયાર.—સુણો ભાઈ. ૧૬.

રંગ બેરંગી સાડીઓ પ્હેરી, નારીઓ ત્યાં દેખાય,
ચાલે લટકતી સ્વામીની સાથે, દેખી દિલે લાગે લાય!—સુણો ભાઈ. ૧૭.

ગાલ ગુલાબી બાળકો ભાળી, હૈયું હેતે હરખાય,
નારી નહીં તો સંતાનની આશા, કેવી રીતે પુરી થાય?—સુણો ભાઇ. ૧૮.

બ્હારથી આવીને બાર ઉઘાડું તો, ભાળું અંધારૂં અપાર,
ટાઢું સવારનું પેટમાં હોમું, હાય! બળ્યો અવતાર!—સુણો ભાઇ. ૧૯.

પડું પથારીમાં પાસે નહીં કોઇ, મનમાં બહુ મુંઝાઉં,
તમે સંસારી હું બ્રહ્મચારી, સોડવાળી સુખ જાઉં.—સુણો ભાઇ. ૨૦.

ઊંઘમાં રાતે સ્વપ્નું આવ્યું, જાણે હાથ હલાવે કોઇ,
ઝટ ઉઠીને આંખ ઉઘાડી તો, ઉંદરડી નાસતી જોઇ.—સુણો ભાઈ ૨૧.

[1]હાલાઈ ભાઇ હિસાબ કરીને, જણાવે ભટ્ટી ઘટી જાય,
જુઓ કુંવારા "વહુ વહુ" કરી, વંશ વિના મરી જાય.—સુણો ભાઈ. ૨૨.

માત પિતા સમ નાતનાં શેઠીયા, તમે અમારા આધાર,
[2]"શાંખ વોણા" કહી શાને વગોવો? છઇએ તમારા બાળ.—સુણો ભાઇ. ૨૩.

કહાણી કુંવારાની પ્રીતે પિછાણી, આણી દયા દિલમાંઇ,
ખાસ કહે દેવીદાસ તેઓની સ્થિતી સુધારશો ભાઇ.—સુણો ભાઇ. ૨૪.

---

૧. વ. ક. હાલાઈ. ૨. શાખ વગરના.

# વિધવાની વિનતી !

**દોહરો.**

વિલાપ વિધવાનો સુણી, કરો કાંઈ ઉપાય,
દુરાચાર ને દુર્દશા, દેખી દિલ દુખાય.

**આપણી કોમમાં વિધવાઓની** સ્થિતી કેવી દયાજનક છે! કેવી છાતી ફાડી નાખનારી છે! કેવી અનિતીવાન છે! તથા કેવી શરમાવનારી છે! તે ખુલ્લી રીતે દેખાઇ આવે છે, છતાં ચાલતો આવેલો રિવાજ છોડાતો નથી! અમુક રિવાજ દેખીતો નુકસાનકારક હોય, અને ઘણી રીતે શરમાવનારો હોય, છતાં તેમાં સમયને અનુસરીને ફેરફાર ન કરવો એનું નામ જુઠી જીદ સિવાય બીજું કાંઈ નથી! ૧૨ કે ૧૩ વર્ષની છોકરી પરણીને એકાદ વર્ષમાં વિધવા થાય, તે પછી ભલેને અનિતીનાં ખરાબ આચરણ કરે! ગર્ભપાત કરે! બાળહત્યા કરે! અને આ પાપ કર્મ કરવામાં તેનાં માબાપ અથવા સગાંઓ સહાય કરે! તેમાં તેના માબાપોના નાક કપાતા નથી! પણ જો તેઓ પુનર્લગ્ન કરી નિતીવાન જીંદગી ગુજારે તેમાં તેઓનાં નાક કપાઈ જાય છે! આતે કઈ જાતનો ન્યાય! તે બાળ વિધવાનો બાપ ૬૦ વરસની ઉમર સુધી પાંચમી કે છઠી વખત ૧૩-૧૪ વર્ષની કન્યા પરણે અને સંસાર સુખ, સ્મશાને પ્હોંચે ત્યાં સુધી ભોગવે! તેમાં નાક કપાતું નથી પણ બિચારી બાર વર્ષની બાળા પુનર્લગ્ન કરે, તો તેનુ નાક મૂળમાંથી કપાઇ જાય છે! નારાયણ! નારાયણ!! કેવી સ્વાર્થતા! કેવી દાંભીકતા! કેવી નિર્લજતા! કેવી નિર્દયતા! કેવી કઠોરતા! ઓ! પરમકૃપાળુ પરમેશ્વર! તું આ નિર્દોષ અનાથ અબળાઓની વ્હારે ધા! અને તેઓના સંકટોનો સત્વર સંહાર કરી દાસની આશ પુરી કર!

એક બાળ વિધવાનો વિલાપ તથા તેનો એકરાર નીચે પ્રમાણે લખ્યા છે.

# બાળ વિધવા વિલાપ!

## ( રાગ-મરસીયા. )

હાય! વોયરે! દુઃખના દિવસ કેમ ગાળું!
દૂર માત પિતાએ ભવ બાળ્યું રે-હાય! વોયરે! એ ટેક,
વય દશની થઈ મારી જ્યારે, વેચી પિતાએ દશ હજારે!
હું સમજી નહીં કંઈ ત્યારે રે-હાય! વોયરે! ૧.

અગ્યારે મને પરણાવી, નહીં જરીએ મને ભણાવી!
સાસરીયે દીધી વળાવીરે-હાય! વોયરે! ૨.

પંચાવનનો મારો ભરથાર, મેં રાખ્યો તેનાથી ખરો પ્યાર!
મારા પ્રાણુ તણો આધારરે-હાય! વોયરે! ૩.

એક વર્ષે વર સ્વર્ગે સિધાવ્યા, સગાં સંબંધીઓને રડાવ્યા,
મારા દુઃખનાં દિવસ હવે આવ્યારે-હાય! વોયરે! ૪.

હું ખુણે બેડી ખટ માસ. નહીં કરી કોઇએ તપાસ,
મેં કીધા ઘણા અપવાસરે-હાય! વોયરે! ૫.

મને કોઇએ નહીં બોલાવી, મારી આગ ન કોઇએ ઓલાવી,
માબાપે ખબર ન પુછાવીરે-હાય! વોયરે! ૬.

મને ખાવા નમળે પેટ માટે, હું રડી મરૂં હૈયા ફાટે!
સાસરીયાએ કહાડી બ્હાર વાટેરે-હાય! વોયરે! ૭.

મારી દશા થઈ એવી જ્યારે, મને લાગ્યું મરીશ હું ક્યારે,
મારા કાકાએ આપી ઓથ ત્યારે રે-હાય! વોયરે! ૮.

મારા કાકાની શું કહું ભલાઈ, કાકી તેથી અધીક સવાઈ,
બીજા કોઇથી ન પાઈ અપાઈ રે-હાય! વોયરે! ૯.

પિતા પૈસાને લોભે તણાઈ, બુઢા વેરે મને પરણાવી,
મને આવી રીતે રખડાવીરે-હાય! વોયરે! ૧૦.

કામ વાસના મેં રાખી દબાવી, લોક ત્યાગી થઈ નહીં બાવી,
પણુ તેમાં નહીં હું ફાવીરે-હાય! વોયરે! ૧૧.



**બાળ વિધવાઓ**—પૂરા ૭ માસ સુધી પણ અમે સોહાગણ કહેવાઇ નહીં, એટલામાં અમારા આ પ્રાણને ઝડપી લઈ અમને જન્મભરની દુ:ખની જંજીરોથી શાને જકડી જાઓ છો! દયા કરો! પ્રભુ દયા કરો! અમને જીવતે મારી ન નાખો! અમારો અવતાર કેમ વીતશે!




**પાપી પિતા**—ચુપ રે! ચાલી જા છાનીમાની, નહીં તો મારી નાંખીશ.
**ગરીબ ગાય**—મારો! સુખેથી મારી નાંખો! આ કસાઇની વિધવાપણાની છરીથી મરવા કરતાં તમારે હાથે મરવાથી મોક્ષ મળશે.
**પાપી પિતા**—પણ તેમાં મારૂં શું વળશે? મારા તો પૈસા જશે! કમબખ્ત, જાય છે કે નહીં?
**ત્રાહિત**—હં! હં! હં! હં! ગરીબ ગાયપર આવો ગજબ ન કરો! પરમેશ્વરનો કાંઇક ડર રાખો.

# મુંબઇમાં બનેલો બનાવ!



એક ૧૩-૧૪ વર્ષની ભાટીયા કુમારીકાનું સગપણ એક ૨૦-૨૨ વર્ષના ભાટીયા યુવાન સાથે કચ્છમાં થયલું હતું તેના બદલામાં કન્યાના બાપે કોરી ૨૨૦૦૦ લીધી હતી. જયારે કન્યા પરણુવા યોગ્ય થઇ ત્યારે તેના બાપે તે યુવાનને પરણાવવા ના પાડી અને જે પૈસા લીધા હતા તે વિષે પણ ના કબુલ ગયો. જમાઈ પક્ષ તરફથી અત્રે મ્હાજનમાં અરજી થઈ અને હેન્ડબીલ વ્હેંચાયા કે વાંધાવાળી કન્યાને કોઇ પરણે નહીં. કન્યાનાં બાપે તેને પરણાવવાની ના પાડી અને પૈસા તો ખવાઇ ગયા હતા તે કયાંથી આપે! તે અરસામાં એક ૫૦-૫૫ વર્ષના ભાટીયા વિષયી શેઠીયાની ચોથી પરણેતર ગુજરી ગઇ તે શેઠને દીકરા, દીકરીઓ, પૌત્રા, પૌત્રીઓ, દોહીત્રા, દોહીત્રીઓ વગેરે વંશવેલો પણ સારો હતો છતાં વિષયાંધ બની. તે કુમારીકાની સુંદરતા ઉપર મોહ પામી મોટી રકમ આપવા તૈયાર થયો. કન્યાનાં બાપનાં નસીબ હવે ઉઘડી ગયા! આ કામમાં એક બે ભાટીયા દલાલો તરીકે પણ હતા. સોદો ડોળાતાં ડોળાતાં વરવાળાને કન્યા ઉપરથી હાથ ઉઠાવી લેવાની સરતે તેની જે રકમ કન્યાનો બાપ ખાઈ ગયો હતો અને ના મુક્કર જતો હતો તે રકમ તે શેઠ તરફથી તેને આપવામાં આવી અને વરવાળા આવા નીચ માણસ સાથેનો સંબંધ તોડવા ખાતર કન્યા ઉપરથી હાથ ઉઠાવી લઇ પોતાના પૈસા પાછા લીધા. હવે કન્યાના બાપને, જે પૈસા તે ખાઇ ગયો હતો તે તેને પચી ગયા, તે ઉપરાંત બીજી પણ સારી જેવી રકમ મળી! દલાલોને દલાલી મળી! અને વૃદ્ધ વિષયીને વિષય સુખની ખાતર તે બિચારી ગાય જેવી ગરીબ કન્યાનો ભોગ અપાયો! લગ્ન પુના ખાતે થયાં અને સઘળો ખર્ચ પરણુનાર શેઠ તરફથી કરવામાં આવ્યો. બિચારી અજ્ઞાન બાળાને લેશપણુ ખ્યાલમાં નહીં હતું કે મારા આ હાલ થયા છે! આ બાબતમાં મેં "મુંબઇ ભાટિયા મ્હાજન" તથા "મુંબઇ ભાટિયા મિત્ર મંડળ"નું ધ્યાન ખેંચ્યું હતું. પણ તે કન્યાના કમનસીબે કાંઇપણ થઇ શકયું નહીં. આખરે નીચે પ્રમાણે જાળાપો કરી તે બાબતની સમાપ્તી કરી.

## એક ભટ્ટી ઘરમાંથી સંભળાયલું કન્યાનું હૃદયભેદક રૂદન!

(પિતાજી આ કોપ તમેં શો કર્યો)—એ રાગ.

પિતાજી આ પાપ તમેં ના કરો, ૧.
દયા ધરી દિલમાં પ્રભુથી ડરો.
મને પાળી પોષી, હૈયે લાવી હેત,
બની ક્રૂર શાને પાળી મારો પેટ! ૨.

હતી નાની બાળ, અતી આણી વ્હાલ,
હવે શત્રુ થઇને કરો કાં એ હાલ! ૩.

ભણાવી નહી, ના આપ્યું પુરૂં જ્ઞાન,
અંધારામાં રાખી, બનાવી હેવાન. ૪.

હતી બાળેવેષ, કીધો વેપવાળ,
વેચી દામ લીધા, હે! પાપી ચંડાળ! ૫.

જોયું નહીં ઘર ને જોયુ નહી સુખ,
નહીં જોયો વર ને, ભાંગી તારી ભૂખ. ૬.

ધંધો નહીં કીધો. ખાધે ખૂટયા ધાન,
તોડી વેપવાળ, બનો કાં નાદાન? ૭.

ક્ષત્રી બાળા મનથી, વરે કદી એક,
પ્રભુ તુલ્ય પુજે, તજે નહીં ટેક, ૮.

પછી હોય અંધ, અપંગ અજાણ,
જેવો હોય તેવો, તેને મન પ્રાણ. ૯.

સાવિત્રી, સુકન્યા, તણાં સુચરિત્ર,
કેવો પાળ્યો લગ્નનો કોલ પવિત્ર? ૧૦.

ક્ષત્રી નામ ધારી, લજાવો છો જાત!
તજાવોછો શાને સંબંધ હે! તાત? ૧૧.

વળી બીજા વીશ પચીશ હજાર,
લેવા શું શોધો છો બીજો ભરથાર? ૧૨.
કરી એક પાપ, બીજું કાં કરો?
દેવો છે જવાબ, પ્રભુને ખરો. ૧૩.

આવે નહીં શર્મ, આ કરતાં કુકર્મ?
બાળી મારા ભવને, કરો કાં અધર્મ? ૧૪.

મ્હાજન, સરકાર, શુણે નહીં દાદ!
કોની પાસે જાવું, છોડી મરયાદ? ૧૫.

દુઃખી દેખી મુજને, ઓ! દીન દયાળ!
દયા લાવી દિલમાં, હવે લ્યો સંભાળ! ૧૬.

કસાઈ કરમાંથી, છોડાવો હે! ઇશ!
અગર વિષપાન કરી હું મરીશ. ૧૭.

કસમ ખાઇ તમને, કહું માત, તાત,
વરૂં નહીં વૃધ્ધને, કરૂં આપઘાત! ૧૮.

ઓ માડી! શું તુજને ન આવે દયા!
અરે હાય! સર્વે શું શત્રુ થયા? ૧૯.

જનમતાં તેં મુજને, મારી નાખી હોત!
દીવસ આવા દુઃખનાં હું તો નહીં જોત! ૨૦.

રૂદન રાંકનું આ, દયા લાવી ખાસ,
છપાવી ફેલાવો, હે! "ભટ્ટી પ્રકાશ." ૨૧.

શુણી કોઇ ધર્મ ધુરંધર ધીર,
કરે મારી વાર, બની ધર્મ વીર. ૨૨.

છોડાવે આ દુઃખથી, લે આવી સંભાળ,
વરૂં પ્હેલા વરથી, ભુલું નહીં પાડ. ૨૩.

દીવસ દશ દુઃખ દબાવી રહીશ,
પછી લેવા દાદ, પ્રભુ પાસે જઇશ. ૨૪.

રૂદન પુરૂં થતાં મોટા નિશ્વાસની સાથે ઘરમાં તે નિર અપરાધી રાંક અબળાનો ભોંય ઉપર પડવાનો અવાજ સંભળાયો.

સાંભળનારથી આ સઘળું નહીં ખમાયાથી તથા તેનો ઉપાય નહીં થઈ શકે એમ હોવાથી લાચાર થઇ તે પોતાને માર્ગે પડયો.

આહા! ભટ્ટીઓની આ શી અધમ દશા!

ॐ

# पुत्रीने पितानो नफट जवाब.

(પિતાજી આ કોપ તમે શો કર્યો.—એ રાગ.)

ઓ! પુત્રી, તું શાને કરે છે સંતાપ?
છોડી દે તું તારો વૃથા આ વિલાપ. ૧.

તને પાળી પોષી, ઉછેરી સુરીત,
હજારોનાં ખર્ચ થયા છે ખચીત. ૨.

હતી નાની બાળ, થતી તું બિમાર,
બળે મારો જીવ, બનું હું બેજાર. ૩.

કર્યો ખર્ચ તે શું નકામો જશે!
ઉપજતો એવો ડર દિલની વિષે. ૪.

ઘણી "બાધા" લીધી, વ્હાલી તારી માટ.
ખાવું પીવું છોડી, બેઠો તારી ખાટ. ૫.

લાડકડી તું છે મારો જીવન હાર,
જાણી એવું દિલમાં, લેતો હું સંભાળ. ૬.

ભણાવ્યાથી, તનમાં સુતા, તું સુકાય.
તેથી મુલ્ય તારૂં, ઘણું ઘટી જાય. ૭.

ખાવું પીવું ઘરમાં, તું કર લીલા લ્હેર,
અમે સુખી થઇશું, હશે તારી મ્હેર. ૮.

બીજા ધંધામાં તો દેખું નહીં સાર,
અતી શ્રમ છે, વ્યર્થ વ્યાધી અપાર. ૯.

આ ધંધો નિરાંતે ઘરે બેસી થાય,
ઉછેરી વછેરી, પૈસા પેદા થાય. ૧૦.

ખાધે ખૂટયા ધાન, ઉછી લીધા દામ,
તે માસ બે માસે ખવાયા તમામ. ૧૧.

તેથી વેષવાળ, કીધો તારો બાળ,
મળ્યા દામ, વીસ બાવીસ હજાર. ૧૨.

પૈસા ઘેર આવ્યા, દોડયા લેણદાર,
તેને તો ચુકાવ્યા બે ચાર હજાર. ૧૩.

કહું બેન તુજને, તું મુખથી સંભાળ,
પિતા જાણી મુજને, કહે ના ચંડાળ. ૧૪.

કડુ બોલ, બાળા, તું મુખથી ન બોલ,
છાનું મારા ઘરનું, હવે નહીં ખોલ. ૧૫.

ઓ! પુત્રી, શું તુજને ન આવે દયા?
તું જો, તુજ પિતુનાં શું હાલ થયા? ૧૬.

કર્યો તારો વર, તે દીસે છે નાદાન,
શોધું છું બીજો કોઈ સારો સુજાણ. ૧૭.

પતિ હોય મોટો, સે સારી સંભાળ,
તું સમજે ન તેમાં, છાની રહે બાળ. ૧૮.

મળે બીજા વીસ, પચાસ હજાર,
તેવો હું શોધું છું બીજો ભરથાર. ૧૯.

ઓ! ગાંડી, દિવાની, તું કેમ બકે?
નથી બોલતો હું, તું તેમ છકે. ૨૦.

જનમતાં કદી તું મરી છૂટી હોત,
પૈસા વિના આજે, હું તો બેઠો રોત. ૨૧.

એમાં શર્મ શાની? શાનો આ કુકર્મ?
કરૂં પેટ માટે, એમાં શો અધર્મ? ૨૨.

રડાકૂટ નારી ફેલાણી છે બહાર,
છપાવી "પ્રકાશે" કીધો છે પોકાર. ૨૩.

વકીલોની પાસે પ્રથમ તો જઇશ,
તેનો હું જવાબ પૂરેપૂરો લઇશ. ૨૪.

જવાબ પૂરો થતાં તે પિતાશ્રીએ એકદમ ગુસ્સાનાં આવેશમાં તે રાંક બાળાને મારવાની ધમકી આપી બેસાડી દીધી, અને પોતે નાબઠતોબ કપડાં પ્હેરી, વકીલની ઓફીસમાં દોડી ગયા.

અફસોષ! આ તે કેવી નફટાઈ!

# પાપી પિતાને પુત્રીનો ધિઃક્કાર!

(ઓધવજીનાં મહિનાંનો રાગ.)

છે ધિઃક્કાર હજારો એવા તાતને!
પૈસા માટે કરે પાપનાં કામ જો,
ડર ઇશ્વરનો તલભર તે રાખે નહીં,
દિલમાં લેશ દયાનું ન મળે નામ જો;—છે ધિઃક્કાર! ૧.

પાળી પોષી મોટી કીધી પ્યારથી,
મીઠું મીઠું મુખમાં. મનમાં મેલ જો!
જાણ્યા નહીં અંતરનાં નીચ વિચારને,
પાછળ, હાય! પિછાણ્યા ખોટા ખેલ જો!—છે ધિઃક્કાર! ૨.

બાળપણામાં નહીં ભણાવી ભાવથી,
આપ્યું નહીં નીતિ રીતીનું જ્ઞાન જો,
કયારે મોટી થાશે એજ વિચારમાં,
રાત દિવસ તે રાખે ધનમાં ધ્યાનજો:—છે ધિઃક્કાર! ૩.

બાર વરસની રાંક તમારી બાળકી,
જોડ જૂઓ ત્યાં સાઠ વરસનો નાથ જો!
એવા વરથી બાળા શું સુખ ભોગવે?
જીવતાં, હાય! રંડાપો આપો હાથ જો!—છે ધિઃક્કાર! ૪.

બાળ બાપડી ગાય ગરીબ સમાન છે.
બાંધો જ્યાં તેને ત્યાં તે બંધાય જો,
ક્રૂર થઇને વેચો કેમ કસાઇને?
ઉમર આખી રડી રડી રીબાય જો:—છે ધિઃક્કાર! ૫.

ક્ષત્રી થઇ કાયરનાં કામ કરો તમે!
જાત લજાવો કરી નીચનાં કર્મ જો!
પાશેરીનું પેટ પૂરવા કારણે,
અધર્મ કરતાં લેશ ન આવે શર્મ જો!—છે ધિઃક્કાર! ૬.

ધંધો કાંઈ કર્યાનું તો સૂઝે નહીં,
આળસમાં ગાળોછો દિનને રાત જો,
નીતિનું તો નામ જરા દીસે નહીં,
હરામનું ખાવામાંછો પ્રખ્યાત જો;—છે ધિઃક્કાર ! ૭.

ખર્ચ કરોછો ઘરમાં ખર્ચાળુ બની,
પેદાશી પૈસાની પણ નહીં થાય જો,
ખૂટ પડે તો કરજ કરો છો ગામમાં,
પુત્રી વેચો ત્યારે પેટ ભરાય જો;—છે ધિઃક્કાર ! ૮.

પૈસા પરનાં હરવામાં હુશિયાર છે,
પાછા ભરવા ટાણે તે સંતાય જો,
કોણ જૂએ છે સમજી એમ ફુલાય છે,
સાક્ષી સાચો સદા જગતનો રાય જો;—છે ધિઃક્કાર ! ૯.

ટીલાં તાણી, કંઠી ઘાલી કંઠમાં,
"જેજે" મુખમાં, પણ દિલમાંછે ડાઘ જો !
પુત્રીનાં પૈસાથી મોજ કરો તમે !
ફૂટી નીકળશે તનમાંય અથાગ જો !—છે ધિઃક્કાર ! ૧૦.

કુડાં કર્મ કરીને પેટ ભરો ભલે,
અધર્મનો જથ્થો ઉરમાં ઉભરાય જો,
ઇશ્વરને ઉત્તર દેવો છે આખરે,
પાપ પુન્યનાં લેખાં ત્યાં લેવાય જો;—છે ધિઃક્કાર ! ૧૧.

આ ભવમાં તો પાપ કરી સુખ ભોગવો,
ફળ તેનાં મળવાનાં છે નિર્ધાર જો,
ચેતો, રાજ્ય નથી ત્યાં પોપાં બાઇનું !
કદી માફ નહીં કરશે જગદાધાર જો;—છે ધિઃક્કાર ! ૧૨.

અંતરમાં તો ઇશ્વરને નહીં ઓળખો,
પડી રહે છે મલીન પણાની છાપ જો;
પેટ ભર્યાનું સમજો પુરૂં પાધરૂં,
દીકરીઓનાં વ્હોરી લો છો શ્રાપ જો !—છે ધિઃક્કાર ! ૧૩.

કૂડ કપટ કરવામાં તો ડરતા નથી,
દિલમાં ધરતા નથી ધણીની ધાક જો;
કરશો તેવું ભરશો, ચિતમાં ચેતજો
મનમાં સમજો, હોય જરા જો નાક જો;—છે ધિઃક્કાર! ૧૪.

અંધા થઈ આખું પાછું જોતા નથી,
કાને શુણતા નથી કોઇની શીખ જો,
હૃદય શુન્ય દીસો છો! દૈત્ય ડરામણા!
લેશ ન લાગે જેને જગની બીકજો;—છે ધિઃક્કાર! ૧૫.

હાથ તમારા કેમ કપાઇ જતા નથી!
પેટ તમારા ફાટી કેમ ન જાય જો!
અબળાઓનાં ભવ બાળો છો પાપીયા!
ઘડો પાપનો, જોતા નથી ભરાય જો;—છે ધિઃક્કાર! ૧૬.

પાણી પુત્રીનું પાપી પીતા નથી,
દામ દાગીનાં ડબ્બામાંય દબાય જો;
ખાય પીએ જે ખાંતે એવા રાક્ષસો,
લોહી માંસ તે પુત્રીનાં પરખાય જો,—છે ધિઃક્કાર! ૧૭.

ક્રૂર કસાઇઓ વેચે છે પરમાંસને
પોતાનાં બચ્ચાં પર પૂરો પ્યાર જો;
તેથી પણ ઓ! તાત. તમે નિષ્ઠૂર છો!
નર્ક વિષે ભોગવશો દુઃખ અપાર જો—છે ધિઃક્કાર! ૧૮.

નથ હીરાની નાકે લોઢા મેખ છે,
કાને એરીંગ રત્ન જડીત સંતાપ જો;
મોતીની બંગડીઓ બેડી હાથમાં,
ઝાંઝરથી તો પગમાં ઉપજે તાપ જો;—છે ધિઃક્કાર! ૧૯.

ખાવું પીવું મુજને તો ભાવે નહીં,
હલવા મેવા લાગે કડવા ઝેર જો!
ફૂલ સુગંધી જાણે મરચાં લાલ છે,
અગ્નિ સરખી લાગે વાયુ લ્હેર જો;—છે ધિઃક્કાર! ૨૦

બાગ અને બંગલા તો ખાવા ધાય છે,
શત્રુ સરખો સાસરીયાનો સાથ જો!
ઘોડાની ગાડીમાં મન મુંઝાય છે,
મોટર જાણે મોત તણો સંગાથ જો!—છે ધિઃક્કાર! ૨૧

વેર કયા ભવનું વાળ્યું હે! તાતજી?
મેના માટે ગોત્યો ઘરડો ઘૂડ જો!
જન્મારો મારો બાળ્યો તેં હાથથી,
મન માન્યા મોહન વિણુ જોબન ધૂળ જો!—છે ધિઃક્કાર! ૨૨.

બાળ બિચારા માત પિતાને આસરે,
સારા સાર ન સમજે વાદ વિવાદ જો:
સ્વાર્થ સાધવા કાપે કોમળ કંઠને,
કરવી કોને કડવી આ ફરિયાદ જો!—છે ધિઃક્કાર! ૨૩.

ઓ! પરમેશ્વર! સાંભળ મારી પ્રાર્થના,
એવા માત પિતાને સુમતિ આપ જો,
અથવા તેને પેટે પુત્રી નહીં પડે!
એમ કરીને કષ્ટ અમારાં કાપ જો!—છે ધિઃક્કાર! ૨૪

## મુંબઈમાં બનેલો બીજો બનાવ.

અગાઉ એવા બે ત્રણ દાખલા થઈ ગયા હતા. આ દાખલામાં એક ૧૨-૧૩ વર્ષની કન્યાનું સગપણ ૨૫-૨૬ વર્ષનાં યુવાન સાથે થયું હતું, પણ પૈસા સંબંધી વાંધો પડતાં કન્યા ઉમર લાયક થઈ ત્યારે કન્યાવાળાઓએ પરણાવવાની ના પાડી. કન્યાવાળાઓને તેઓનાં સગાંઓ તરફથી સમજાવવામાં આવ્યા પણ કાંઇપણ સમજુતી થઈ નહીં. અને તેઓનું મન મુંબઇનાં શેઠીયાઓનાં માળા અને મોટરોમાં લલચાયું અને તેની ભ્રમણામાં ભટકાયા! તે સંબંધી માતા અને પુત્રીનો વાદ વિવાદ નીચે પ્રમાણે રજુ કર્યો છે.

# मा दीकरीनो वाद विवाद!



## માલિની.

પુત્રી—નહિ, નહિ, નહિ, માતા, વાત એ ના વદાય:
નહિ, નહિ, નહિ, માતા, કામ એ ના કરાય:
સંબંધ બંધન ત્રૂટે! હાય! ક્ષત્રી સુતાનું!
શરમ! શરમ! ભટ્ટી! કામ આ ક્રૂરતાનું!

માતા—બસ! બસ! કર બેટી, બંધ તારો લવારો,
ખસ, ખસ, ખસ, છેટી, કાળ ખૂટયોજ તારો:
વગર સમજ બાળા, બોલ બોલી બગાડે,
કથન કહી કડવાં, આગ અંગે લગાડે!

પુત્રી—સગપણ જે વરથી, માત, સાંધ્યુંજ મારૂં,
પરણીશ તે વરથી, જે થયું તેજ સારૂં:
યુવક, યોગ્ય વયનો ઊગતો છે કુંવારો,
સંબંધ નહીંજ તોડું, જીવ જતાંજ મારો.

માતા—નિર્ધન નર નિવડયો, નાથ નાદાન નાનો!
અવર મળશે મોટો. શેઠ શ્રીમંત શાણો:
જરથી ઘર ભરશે, વાત જો તું વિચારી,
ભવનાં દુઃખ ટળશે. શાંત થા પુત્રી મારી.

પુત્રી—ધિઃક! ધિઃક! ધિઃક! માતા. ધિઃક! વિચાર તારો!
ધિઃક! ધિઃક! ધિઃક! માતા, ધિઃક! અવતાર તારો!
ધિઃક! ધિઃક! તે ધનને, ધિઃક! જે દે ગણીને!
ધિઃક! ધિઃક! છે મુજને, ધિઃક! છે તે ધણીને!

# कन्या विक्रयथी शुं थाय?

## સવૈયા એકત્રીસા.

કમબખ્તી કોમળ કન્યાની, કન્યા વિક્રયથી બહુ થાય.
ધન તૃપ્તી ધિઃક્ક! માતપિતાની, કન્યા વિક્રયથી બહુ થાય.
વિષય તૃપ્તી શ્રીમંત વૃધ્ધોની, કન્યા વિક્રયથી બહુ થાય.
વહુ • વિણ વિપત્તિ વાંઢાઓની, કન્યા વિક્રયથી બહુ થાય.
યુવાન વિધવાઓની વસ્તી, કન્યા વિક્રયથી બહુ થાય.
વંશ વિના વાંઢાની નષ્ટી, કન્યા વિક્રયથી બહુ થાય.
બાળ મર્ણ, યુવતીનાં મરણો, કન્યા વિક્રયથી બહુ થાય.
જર-ઝગડાના ઝેરી ઝરણો, કન્યા વિક્રયથી બહુ થાય.
જન્મ ઘટાડો, મર્ણ વધારો, કન્યા વિક્રયથી બહુ થાય.
કુસંપ કાળો, ક્રુર કુધારો, કન્યા વિક્રયથી બહુ થાય.
વેષવાળ કન્યાનાં ખંડન, કન્યા વિક્રયથી બહુ થાય.
એક તજી બીજાથી મંડન, કન્યા વિક્રયથી બહુ થાય.
બાળાને વૃદ્ધના વરઘોડા. કન્યા વિક્રયથી બહુ થાય.
પૈસા માટે હાય! કજોડા, કન્યા વિક્રયથી બહુ થાય.
વાછરડી ખચ્ચરના વિવાહ! કન્યા વિક્રયથી બહુ થાય.
સાઠ-બારનાં વરવહુ તેવા. કન્યા વિક્રયથી બહુ થાય.
મેના ઘૂવડ જેવાં જોડાં! કન્યા વિક્રયથી બહુ થાય.
એવાં દંપતીઓનાં ટોળાં. કન્યા વિક્રયથી બહુ થાય.
ગરીબ ગાયો કસાઈ વાડે! કન્યા વિક્રયથી બહુ થાય.
કસાઈઓ કાળજડાં ફાડે! કન્યા વિક્રયથી બહુ થાય.
અબળાનો જન્મારો દુઃખકર! કન્યા વિક્રયથી બહુ થાય.
દુબળા ઉપર દુઃખના ડુંગર! કન્યા વિક્રયથી બહુ થાય.
કમળ-કળી ઉપર કુહાડો! કન્યા વિક્રયથી બહુ થાય.
ક્રૂર રાક્ષસોના અવતારો! કન્યા વિક્રયથી બહુ થાય.
પાપ વૃત્તિ. પરધનમાં પ્રીતી, કન્યા વિક્રયથી બહુ થાય:
અનાચાર, અપરાધ, અનીતી, કન્યા વિક્રયથી બહુ થાય:

મુખે રામ ને છુરી બગલમેં ! કન્યા વિક્રયથી બહુ થાય;
હરામ હૈયે, દયા ન દિલમેં ! કન્યા વિક્રયથી બહુ થાય;
બહાર બડાઇ, ચિતમાં ચોરી ! કન્યા વિક્રયથી બહુ થાય:
હરામખોરી ને શિરજોરી ! કન્યા વિક્રયથી બહુ થાય:
અંગ ઉજળા, મનનાં મેલા ! કન્યા વિક્રયથી બહુ થાય:
નર્ક કુંડમાં ઠેલમ ઠેલા, કન્યા વિક્રયથી બહુ થાય;
વાનપ્રસ્થમાં વિષય વાસના ! કન્યા વિક્રયથી બહુ થાય.
યુવતી માટે તુચ્છ યાચના ! કન્યા વિક્રયથી બહુ થાય.
ઉંચ વર્ણમાં નીચ કુલક્ષણ ! કન્યા વિક્રયથી બહુ થાય.
અમૃત છોડી વિષ્ટા ભક્ષણ ! કન્યા વિક્રયથી બહુ થાય.
સિંહ મટી સૂવર શિઆળો ! કન્યા વિક્રયથી બહુ થાય.
ચામ ચાવનારા ચંડાળો ! કન્યા વિક્રયથી બહુ થાય.
જન્મ આપનારા હત્યારા ! કન્યા વિક્રયથી બહુ થાય.
લોહી પુત્રીઓનું પીનારા ! કન્યા વિક્રયથી બહુ થાય.
જેના રક્ષક તેના ભક્ષક ! કન્યા વિક્રયથી બહુ થાય.
સંતાનો વેચ્યાના કૌતક ! કન્યા વિક્રયથી બહુ થાય.
પાપી પરધનના પૂજારી ! કન્યા વિક્રયથી બહુ થાય.
વત્સ વેચનારા વેપારી ! કન્યા વિક્રયથી બહુ થાય.
નિર્ધન ને નિર્લજ નરનારી ! કન્યા વિક્રયથી બહુ થાય.
લપડાકોથી ગાલે લાલી ! કન્યા વિક્રયથી બહુ થાય.
ફેશનની ફોકટ ફિશીયારી ! કન્યા વિક્રયથી બહુ થાય.
ભભકા ભારી ખીસા ખાલી ! કન્યા વિક્રયથી બહુ થાય.
ઉદ્યમ ટાળી વ્યસન વિહારી ! કન્યા વિક્રયથી બહુ થાય.
હાથ પાય છતાં લાચારી ! કન્યા વિક્રયથી બહુ થાય.
મર્દ છતાં નિસ્તેજ નમાલા ! કન્યા વિક્રયથી બહુ થાય.
હિંમતવાન છતાં હીચકારા ! કન્યા વિક્રયથી બહુ થાય.
નાક છતાં નકટા નામર્દો ! કન્યા વિક્રયથી બહુ થાય.
કુચાલ રૂપી ચેપી દર્દો ! કન્યા વિક્રયથી બહુ થાય.
કાન છતાં બે કાને બ્હેરા ! કન્યા વિક્રયથી બહુ થાય.
દુઃખ દુનિયામાં દુર્જન કેરા ! કન્યા વિક્રયથી બહુ થાય.

આંખ છતાં એ આંખે અંધા! કન્યા વિક્રયથી બહુ થાય.
ગોરી ગુલામડીના ધંધા! કન્યા વિક્રયથી બહુ થાય.
હૃદય છતાં નિર્દય સેતાનો! કન્યા વિક્રયથી બહુ થાય.
હૈયા હીણુ હિંસક હેવાનો! કન્યા વિક્રયથી બહુ થાય.
દીકરીઓને દુ:ખનો દરીયો! કન્યા વિક્રયથી બહુ થાય.
મા બાપોને ધનના ચરૂઓ! કન્યા વિક્રયથી બહુ થાય.
તે ધનથી આખર ભીખારી! કન્યા વિક્રયથી બહુ થાય.
પાયમાલીને ખરે ખુવારી! કન્યા વિક્રયથી બહુ થાય.
દુકાળ પાપી પ્લેગ કોલેરા! કન્યા વિક્રયથી બહુ થાય.
કાળ કોપ એ કુદરત કેરા! કન્યા વિક્રયથી બહુ થાય.
હાય! હિંદની હાલ હવાલી! કન્યા વિક્રયથી બહુ થાય.
હૈયે હોળી! બ્હાર દિવાળી! કન્યા વિક્રયથી બહુ થાય.
હાય! હાય! અફસોસ બંધુઓ! કન્યા વિક્રયથી બહુ થાય.
લાવ! લાવ! દિલ! દયાસિંધુ, ઓ! કન્યા વિક્રયથી બહુ થાય.
અન્ન મુઠી માટે અપકૃત્યો! કન્યા વિક્રયથી બહુ થાય.
દાસ દીનનો દિલમાં દુખીયો! કન્યા વિક્રયથી બહુ થાય.

## ધર્મ.

### દોહરો.

"ધર્મ ધર્મ" મુખથી વદે, ભીતર મોટો ભેદ!
બગ ભગતો જગને ઠગે, તેથી ઉપજે ખેદ!

હું અત્રે ધર્મનો ઉપદેશ આપવા ઇચ્છતો નથી, અને તેમ કરવાની મારી શકિત પણ નથી. આ કામ ધર્મ ગુરૂઓનું તથા મહાત્માઓનું છે. આ વિષય ઉપર મોટા મોટા પુષ્કળ પુસ્તકો લખાયા છે અને લખાય છે તથા મોટા મોટા વિદ્વાનો, શાસ્ત્રીઓ, ધર્મ ગુરૂઓ તથા મહાત્માઓના અરસપરસ ઘણા વાદવિવાદ થયા છે અને થાય છે. તો પછી મારૂં શું ગજું? હું તો ફકત ધર્મને નામે અધર્મ પ્રવર્તી રહ્યો છે અને તેથી નીતિ રીતી તથા જનસમાજને હાની પ્હોંચે છે તેજ બતાવવા માગું છું.

હાલના વખતમાં ધર્મને પૈસા પેદા કરવાના ઓઠા તરીકે આગળ ધરવામાં આવે છે, તે વિષે કવિ દલપતરામે કહ્યું છે કે:—

## મનહર છંદ.

કોઇ મુંડ મુંડાવે ને કોઇ દાઢી કાઢી નાંખે,
કોઇ રાખે ચોટલી ને કોઇ રાખે ચોટલો;
આંબાના અનેક ઘાટ ઉપરથી ઓપે પણ,
જ્ઞાનીજન જાણે જે આંબાનું બીજ ગોટલો;
સરવ ધરમનો મરમ સદા ચરણ છે,
દુરાચર્ણ તે તો પ્રૌઢ પાપ તણો પોટલો;
ધર્મ ગુરૂ ધમકારા કરી. દલપત કહે,
તાણે જુદા મત જેને જેમાં જડે રોટલો.

આપણને ખુલ્લે ખુલ્લું દેખાય છે કે. આપણા ધર્મના મંદીરો માત્ર પૈસા પેદા કરવાના સાધન રૂપ થઇ પડ્યા છે અને તેમાં વિશેષ કરીને આપણી વૈષ્નવ ધર્મની હવેલીઓ અગ્ર ભાગે આવે છે. આ હવેલીઓના કહેવાતા ધર્મ ગુરૂઓ, કેવળ. કંચન. કાયા અને કામિની જે નાશવંત છે તથા ખરા ધર્મ ગુરૂઓ અને મહાત્માઓ જેને તુચ્છવત્ સમજે છે તેમાં તેઓ અહોનિષ રચ્યા પચ્યા રહે છે તથા મારા ભોળા ઉલ્લુ ભાટિયા ભાઇઓના પૈસાથી મોજ શોખ અને એશ આરામ ભોગવે છે.

આપણી વૈષ્નવ ધર્મની હવેલીઓમાં ધર્મને નામે અધર્મનો એટલો બધો સડો પેસી ગયો છે કે. તે તરફ તિરસ્કાર ઉત્પન્ન થયા વગર રહેતો નથી. ત્યાં જે જે બાબતો ગુપ્ત રાખવામાં આવે છે, આડા પડદા રાખવા અને ઉપાડવા, બહાર એક અને ભીતરમાં બીજું, શ્રીમંત ભાવિકોને માટે ખાસ ગોઠવણ અને ગરીબોની હાલ હવાલી, ભોગ, પ્રસાદ, સામગ્રી, વગેરેની ધમાલ, ઝાંઝ પખાજ તથા મૃદંગનાં તાલ, તંબુડા, હાર્મોનીયમ તથા તબલાંની ધમાલ, શૃંગારીક તથા કામોત્પાદીક પદો અથવા ગાયનો, હીંચ, રાસડા, નાચ તથા સમય સમયની લીલામાં

તલ્લીન થયલા વિષયાંધો નો તનમનાટ તથા તાલાવેલી ! દર્શનની વખતે સ્ત્રી પુરૂષોની થતી મોટી ભીડ અને તે ભીડમાં એક બીજાની અથડા અથડી અને તેથી થતું અમર્યાદપણું અથવા નીતિ રીતીનું ઉલંઘન, વગેરે તમામ બાબતો ધર્મના સિદ્ધાંતથી વેગળી છે, એટલુંજ નહીં પણ તે ઉલટું અધર્મનો વધારો કરનારી છે. તે ઉપરાંત વલ્લભિ સંપ્રદાયના મહારાજો જેને વૈશ્નવોનાં ધર્મગુરૂ તરીકે ગણવામાં આવે છે તેઓની ધર્મગુરૂ તરીકેની નાલાયકાત અને તેઓની ધર્મ વિષયની અજ્ઞાનતા, તેનામાં ધર્મ ગુરૂઓનાં લક્ષણની ગેરહાજરી, એટલુંજ નહીં પણ ઉલટું ધર્મ અને નીતી શાસ્ત્રમાં જે બાબતો નિંદ્ય ગણાય છે તે તેઓમાં હદથી વધારે જોવામાં આવે છે અને વૈશ્નવોને એવી રીતે સમજાવવામાં આવે છે કે, તેઓ તેને નિંદ્ય તરીકે નહીં માનતાં તેથી તેઓનો ઉદ્ધાર થશે એમ માનવું; અને એવી રીતે સમજાવવાથી તેઓ યથેચ્છ અહાર વિહાર અને ભોગ વીલાસમાં એટલા બધા અંધ બની ગયા છે કે પરસ્ત્રી ઉપર ધોળે દીવસે હાથ નાખતા અચકાતા નથી અને આ બાબત તેઓને આપણા ભોળા ધર્મ ઘેલડા અને છતી આંખે આંધળા ભાટીયા ભાઇઓને તથા બ્હેનોને ઠસાવી દીધી છે કે, ગુરૂએ ભોગવ્યા વગર સ્ત્રી પવિત્ર થઇ શકિત નથી અને તેથી તે વિષયાંધ અધર્મ ગુરૂઓને તેને માટે હેરવેલી ભેટ આપીને પણ સ્ત્રીઓ તેની સાથે વ્યભિચારી કરે છે તે ઉપરાંત કેટલીક નિર્દોષ સ્ત્રીઓ ફકત મુર્તીના દર્શન કરવા અર્થે મંદીરમાં જાય છે અને જેઓ મહારાજના દર્શન કરવા જતી ન હોય, પણ તેમાં જો કોઇ રૂપવંતી અને જોબનવંતી હોય અને તે અધર્મ ગુરૂઓની વિષમય દ્રષ્ટી તેની ઉપર પડે તો તેને સમજાવી ફોસલાવી પોતાની પાસે લાવવાને માટે ત્યાં કેટલીક મોટી ઉમરની વિધવા સ્ત્રીઓને કુટણી તરીકે રાખેલી હોય છે તેઓ તે બિચારી ભોળી સ્ત્રીને ગમે તે યુકિત કરીને મહારાજની પાસે લઇ જાય છે અને તે દુષ્ટાત્માઓ પોતાની વિષમયી વિષય વાસના તૃપ્ત કરી બિચારીને ધર્મ ભ્રષ્ટ કરે છે. તે ઉપરાંત છાતી ફાડી નાંખે એવા દાખલા બન્યા છે અને હજી પણ બને છે. આવાં નીચ વર્તન જે સ્થાનમાં ચાલી રહ્યાં હોય તેને "પાપનું દ્વાર" અથવા "નર્કનું દ્વાર" કહેવું એમાં શું ખોટું છે તે કોઇ સમજાવશો ?

ધર્મને લગતા મોટા મોટા ભાષણો તથા વાદવિવાદોને બાજુએ મુકીને સાદી સમજ અને મારી અલ્પમતિથી જે ધર્મ મને યોગ્ય જણાયો તે મેં આ વિષયને છેડે "ભુજંગી છંદ"માં કહી બતાવ્યો છે. તે ઉપરાંત બીજી બાબત એ છે કે, પાપ કર્મ ન કરવું એ પણ ધર્મ છે અને જો કોઈ માણુસ કોઇપણુ જાતનું કદીપણુ પાપ ન કરે તો તે પરમાત્માને પામી શકે. તે વિષે "પીપા" ભગતે કહ્યું છે કેઃ—

દુહો.

પીપા પાપ ન કીજીએ તો, પુન્ય કીયો સો વાર,
કાહુકો ના લીજીએ તો, દીયો વાર હજાર.

પણુ આ સંસારમાં તો બધું ઉલટુંજ ચાલે છે; અંદર ખાનેથી આચરણુ ગમે તેવાં નિંદ્ય હોય, અને પુરી પાપની પ્રતિમા હોય, પણુ બહારથી દેખાવ અને આડંબર મહાન પુરૂષ જેવા હોય, મન મેલું પણુ મુખમાં મીઠાસ હોય, એવા માણસો પ્રશંસાને પાત્ર થાય છે અને પુજાય છે. એવા વેષધારી માણસોની મીઠી વાણીમાં મોહ પામી આપણે ફસી પડીએ એ બનવા જોગ છે, પણુ આપણે જેના કુકર્મ વિષે પુરા માહીતગાર હોઇએ, અને જેઓ ધર્મને નામે અધર્મનો ફેલાવો કરતા હોય, તે જાણુતા હોઇએ, અને નજરે જોતા હોઇએ, છતાં પણુ તેવા નરાધમોને વિદ્વાન, ધર્મીષ્ટ, ધર્મગુરૂ, તથા પરમેશ્વર તરીકે પુજીએ એ કેવી મુર્ખતા ! કેવી અજ્ઞાનતા ! અરે ! કેવી અંધશ્રદ્ધા !

આ ઉપરાંત, હવેલીઓના બીજા નોકરો, જેવા કે મુખીયા, ભીતરીયા, જલગરીયા, ભટ્ટા, ઝાપટીયા, સમાધાની, મહેતા, વગેરે નાનાથી મોટા, તમામ માણસો, હરામખોરીમાં હુશીયાર અને ભોળા અંધશ્રદ્ધાળુઓના તન, મન અને ધનની ધોળે દીવસે લુંટ ચલાવનારા છે.

અફસોસ ! ધર્મને નામે અધર્મ ! સત્ય ને નામે અસત્ય ! પુન્ય નામે પાપ અને પરમાત્માને નામે પાપીઓ પુજાય છે ! તે વિષે મારા દિલની બળતરાના બે બોલ બોલવાનો મારો ઉદેશ છે. સહો કયાં છે તેજ દેખાડવાનો મારો મુખ્ય હેતુ છે. જેણે જ્ઞાન સંપાદન કર્યું નથી તે અન્યને શી રીતે જ્ઞાન આપી શકે ! પોતે પાપ કુપમાં બુડતા પડયા હોય તે અન્યને શી રીતે તારી શકે ! વળી તેઓ પૈસા લઇને ભોળા વૈશ્નવોને "બ્રહ્મ સંબંધ" આપવાની જે ભવાઈ ભજવે છે તે પણુ કેવી મુર્ખતા છે !



**વૈષ્ણવો**—અમારા આ દાદા, શ્રી કૃષ્ણ સિવાય અમને બીજો કોઈ ઇષ્ટ નથી.

**અંધશ્રધાળુઓ**—અમે આ ગુસાંઇજી બાવા સિવાય બીજા કોઇને ગણતા નથી.

(લોભી ગુરૂ ને લાલચુ ચેલા, દોનો નર્કમેં ઠેલમ ઠેલા !)

"બ્રહ્મ સંબંધ" એટલે "બ્રહ્મ" કહેતાં પરમેશ્વર અને તેની સાથે સંબંધ કરાવવો તે. હવે જ્યારે પોતાને "બ્રહ્મ" સાથે સંબંધ નથી અને "બ્રહ્મ" તે શું તે પણ તેઓ જાણતા નથી તો પછી તેઓ બીજાઓને તેની સાથે શી રીતે "સંબંધ" કરાવી શકે! તેઓ "બ્રહ્મ સંબંધ" નહીં પણ "ભ્રમ સંબંધ" કરાવે છે એટલે કે "ભ્રમ"ની સાથે સંબંધ કરાવે છે અને ભોળા લોકોને ભ્રમણાના ભુલાવામાં ભટકતા કરવામાં આવે છે. તેઓ પોતાના શિષ્યોને પાપ કર્મ ન કરવા વિષે બોધ આપવાની પણ તસ્દી લેતા નથી પરંતુ પાપ નિવારણ કરવા સારૂ ઘણા સહેલા રસ્તા કર્યા છે. તેઓ પૈસા લઈને પાપને આંખના પલકારામાં નાશ કરી નાખે છે! એવી રીતે હમેશાં પાપ કર્મ કરતા રહી અને હવેલીમાં જઈ "જે વાલા"ને ભેટ ધરી પાપનો હવાલો તેને આપી દઈ પાપ મુકત થઇ જવાનો પ્રચાર ચાલુજ છે. તે ઉપરાંત તેઓ (મહારાજો) જાણે પરમેશ્વરના ઘરના આડતીયા હોય તે પ્રમાણે અત્રે તેઓ, સ્વર્ગ (ગૌ લોક)માં જવા ઇચ્છનારા ભોળા ભાઇએ પાસેથી પૈસા લઈ તેઓને તે બદલ સ્વર્ગપુરીમાં અક્ષય સુખનો હવાલો આપે છે અને ભોળી ભામિનીઓને ભુલાવામાં નાખી તેઓની પાસેથી પૈસાની મોટી રકમો કઢાવી તેઓને પોતાનો સીલ સિકકો મારી આપે છે અને તેવી સ્ત્રીઓનેજ સ્વર્ગ પ્રાપ્તી થાય છે એમ સમજાવાય છે.

અફસોસ! આ વીસમી સદીનાં આવા સુધરેલા જમાનામાં; આવી દીવસની રોશનીમાં આવી કમકમાટ ઉપજાવે એવી ઠગાઈ કરવામાં તેઓ ફાવી જાય છે એ બહુ શોચનીય છે. શરૂઆતથી તે આજ સુધીમાં આપણા ભાટીયાઓની કરોડોની દોલત આવા પાપીઓને પાપ કર્મ કરવા માટે અપાઈ છે અને અપાય છે. જો આ કુમાર્ગે જતા પૈસાનો જ્ઞાતી હિત માટે ઉપ્યોગ થાય તો જ્ઞાતીની ઉન્નતી સ્હેલાઇથી થાય. પણ જ્યારથી આ વિષયી અધર્મ ગુરૂઓ આવ્યા ત્યારથી તેઓએ ઘણા ભાટિયા ભાઇઓને નમાલા, બાયલા, હીજડા અને નપુસંક જેવા બનાવી દીધા છે છતાં મારા ભોળા ભાઇઓની આંખો ઉઘડતી નથી, તેને માટે ગદ્ય કે પદ્યમાં બળાપો કરીને પણ મને શાંતી વળતી નથી. પણ જો તેઓ જ્ઞાન ચક્ષુથી જોશે અને જો તેઓ ક્ષત્રીનાં શુદ્ધ બીજના હશે તો તેઓનું લોહી ઉકળ્યા વગર રહેશે નહીં. અને એટલું પણ થાય તોપણ આ લેખની સાર્થકતા થયલી માનીશ.

# हवेली के नाटकशाळा !

### મનહર છંદ.

ધર્મનાં મંદીરમાં તો શાંતી સુઘડાઈ હોય.
ભ્રાંતી ભાંગવાને ભગવાન નામ સાર છે;
ધર્મનાં સુજ્ઞાન જેવા ગીતા જેવા પુસ્તકો જે,
વાંચન તેનું તો નરનારીને શ્રીકાર છે;
એવા એવા ગ્રંથો તણો જથો તો જમાવો સારો,
પંથો ઢોંગ ધતુરાનાં પુરા હાની કાર છે;
અરે હાય ! ત્રાસ થાય, ધર્મ તણો નાશ થાય.
હવેલી તો જાણે એક પાપતણું દ્વાર છે. ૧

હાલની હવેલીમાં તો ભવાઈ નાં ખેલ થાય,
નાટકનાં પડદામાં થાય શણુગાર છે;
મ્હારાજ તો જાણે એક કંપનીના મેનેજર,
જુદા જુદા પાત્રોને તે પાઠ આપનાર છે;
આઠ ભોગ તે તો આઠ નાટકનાં અંક જાણો,
પાતકનાં નાટકનો તેજ કરનાર છે;
અરે હાય ! ત્રાસ થાય, ધર્મ તણો નાશ થાય,
હવેલી તો જાણે એક પાપતણું દ્વાર છે. ૨

ઝાંજને પખાજ તાલ તબલા તંબુડા વાગે,
ગાયનને ગીત કામ પેદા કરનાર છે;
કાન અને ગોપીઓનાં શ્રૃંગારનાં ગીત ગાઈ,
પ્યારા પ્યારીની પ્રીતીનાં પદ બોલનાર છે;
ઘરેણાં રંગીન વસ્ત્ર ઘાલીને ઠેઠેરો કરી,
ધર્મ નામે વેષ ધરી મોટો ઠગનાર છે;
અરે હાય ! ત્રાસ થાય, ધર્મ તણો નાશ થાય,
હવેલી તો જાણે એક પાપતણું દ્વાર છે. ૩

મુખીયાને બીતરીયા, ભટાને પાતલચટા,
કુટણીઓ કામ કાળાં ધોળાં કરનાર છે;
ભાટીયા ભોળા ભલાઓ જાણે તોય આડું જોય,
વહુ બેટી બેનની તે લાજ લુંટનાર છે;
હિંડોળા ને પારણામાં ઝુલે ને ઝુલાવે પડે,
ભામનીઓ ભોળીઓને તે ભમાવનાર છે;
અરે હાય ! ત્રાસ થાય, ધર્મતણો નાશ થાય,
હવેલી તો જાણે એક પાપતણું દ્વાર છે; ૪

દર્શનને બ્હાને ભુંડા ભામટાઓ હવેલીમાં,
સ્ત્રીઓને ફસાવવાને કાજે આવનાર છે;
સ્ત્રીઓને પુરૂષો બીડમાં ઠેલમઠેલાં કરે,
ધકાધકી થાય શંભુ–મેળા તણો ઠાર છે;
ચશંકલ કામનીઓ કામમયી કથા કરે,
ભોળી બીજી ભામનીઓને ભણાવનાર છે;
અરે હાય ! ત્રાસ થાય, ધર્મતણો નાશ થાય,
હવેલી તો જાણે એક પાપતણું દ્વાર છે. ૫

હવેલી તો જાણે એક વેશ્યાવાડો હોય મોટો,
જે વાડામાં "જે' વા'લા" સાથે રમાય જાર છે;
શ્રીમંત્રો અગરૂવાળાઓની બાયડીઓ ખાસી,
એ ઘોડાની ગાડીમાં બેસીને ત્યાં જનાર છે;
શેઠ તો કરવા વેદ પેઢી કે દુકાને જાય,
શેઠાણી તો ધોળે દિન કાળું કરનાર છે;
અરે હાય ! ત્રાસ થાય, ધર્મ તણો નાશ થાય,
હવેલી તો જાણે એક પાપતણું દ્વાર છે. ૬

મસીદ પ્રસીધ પારસીની અગીયારી જુઓ,
ખ્રીસ્તીનાં દેવલ જુઓ શાંતીનો પ્રચાર છે;
ભલે પરધર્મો છતાં સાર તેમાંથી તપાસો,
શાંતીથી રટણ જગદીશનું થનાર છે;
ધર્મનું પવિત્ર સ્થાન, કામ, ક્રોધ, લોભ, મોહ,
મનમાંથી મેલ કાઢી શુદ્ધ કરનાર છે.
અરે હાય ! ત્રાસ થાય, ધર્મ તણો નાશ થાય,
હવેલી તો જાણે એક પાપતણું દ્વાર છે. ૭

આપણી હવેલીમાં તો કામ, ક્રોધ, લોભ, મોહ,
જેને નહીં હોય તેને ઉત્પન થનાર છે:
એવી હવેલીમાં ઇશતણો અંશ હોય નહીં,
તો પછી ફોકટ ફાં ફાં માર્યામાં શું સાર છે?

અન્ય સ્થળે પાપ થાય, ધર્મસ્થળે નાશ થાય,
ધર્મસ્થળે પાપ કરે નાશ ન થનાર છે;
અરે હાય! ત્રાસ થાય, ધર્મ તણો નાશ થાય.
દાખે દેવીદાસ હવેલી તો નર્કદ્વાર છે. ૮

## મરજાદીઓની અંધશ્રદ્ધા!

### મનહર છંદ.

મરજાદીઓની બરબાદીની આ યાદી જુઓ,
આચાર વિચાર આદી નીતી રીતી ભાળીએ;
"મરજાદ" અશુદ્ધનો, શુદ્ધ મર્યાદ થાય,
ચોખાઇ વિવેક. ટેક રાખી દિલે પાળીએ;
સ્નાન કરે ઘડી ઘડી, વ્હેમ પડે ફરી કરે,
ઠેકી ઠેકી ચાલે, જાણું દેડકા નિહાળીએ;
અરે! આજ ભાઇ "મરજાદ" તણો ઢોંગ મુકો,
સત્ય ધર્મ ધરી, કિર્તી ક્ષત્રીની ઉજાળીએ: ૧.

ડીલ દશવાર ધોય, દિલને તો ધોય નહીં,
"જે શ્રીકૃષ્ણ" મુખે, દિલે દાંભીક દેખાય છે,
ધણીથી છુવાય અને છોકરાં છુવાય વળી,
માત, પિતા, ભ્રાત, નિજ જાતથી છુવાય છે;

બાળક બિચારૂં રડી રડી અધમુવું થાય,
માતા મરજાદી તેને લેતાં અભડાય છે;
અરે ! બાઈ ભાઈ "મરજાદ" તણો ઢોંગ મુકો,
સત્ય ધર્મ થકી કિર્તી ક્ષત્રીની ગવાય છે; ૨.

પતિ ઇશ તુલ્ય જે પોકારી શાસ્ત્રકાર કહે,
નારી જો અંતર રાખે, પામે નર્કસ્થાનને,
પતિને પીરસવાને આવે મરજાદી નારી,
દુર રહી ફેંકે, જાણે ખાણું નાંખે શ્વાનને;
સગાં નિજ તુચ્છ ગણે, ઉંચ ગણે મહારાજને,
માને તેને ધર્મ જાણે પામશે વિમાનને;
અરે ! બાઈ ભાઈ "મરજાદ" તણો ઢોંગ મુકો,
સત્ય ધર્મ ધરો, દુર કરો અજ્ઞાનને. ૩.

પતિને તો અડે નહીં ચર્ણ સેવે પારકાનાં,
હવેલીમાં જુઓ કેવી અમર્યાદ થાય છે,
દાતણની ચીર, અને ચીર નાખું નીર, વળી
પાનની ઓગાર, મહારાજોની જુઠ ખાય છે;
જુઓ મારા ભાઈ, મરજાદીઓની મરજાદ !
એઠું જુઠું ખાય, તેમાં દોષ ન દેખાય છે;
અરે ! બાઈ ભાઈ "મરજાદ" તણો ઢોંગ મુકો,
સત્ય ધર્મ પાળવાથી પ્રભુને પમાય છે. ૪.

અશુદ્ધને શુધ્ધ ! અને શુધ્ધને અશુધ્ધ કહે !
હીર ચીર શુધ્ધ માને, કીડામાંથી થાય છે;
સુતરનું વસ્ત્ર, જે જમીનમાંથી પેદા થાય,
શુદ્ધ છતાં તેથી મરજાદી અભડાય છે;
પતિ શુધ્ધ ઇશ તુલ્ય, તેને તો અશુધ્ધ ગણે,
પાખંડી, પ્રપંચી પ્રભુ રૂપમાં પુજાય છે !
અરે ! બાઈ ભાઇ "મરજાદ" તણો ઢોંગ મુકો,
સત્ય ધર્મ પાળવાથી પાર ઉતરાય છે. ૫.

કરે, નહીં કરવાનું! કરવાનું કરે નહીં!
લોકને છેતરવાનું આચરણ કરે છે;
દાન દેવાનાં સુસ્થાનમાંહે, દાન દીએ નહીં,
હવેલીમાં ઢોંગીઓને ધન ઢગ ધરે છે;

ગરીબ બિચારા અંધ અપંગને આપે નહીં,
રાતા માતા, પાજીઓનાં પાપી પેટ ભરે છે;
અરે! બાઇ ભાઇ "મરજાદ" તણો ઢોંગ મુકો,
સત્ય ધર્મ થકી કિર્તી ક્ષત્રીની પ્રસરે છે. ૬.

અરે! મરજાદી, જન્મ તણી બરબાદી થાય,
પગ ઉંચા નીચા રાખી ફર્યામાં શું સાર છે?
વાત ચિત નીતી રીતી તણી મર્યાદ હોય,
"છુંછાં છીં છીં" કર્યાથી શું પ્રભુ મળનાર છે?

અજબ! વિચીત્ર રીત ચિતમાંહે ચોંટી બેઠી,
વિચારતા નથી જે ખુવારી કરનાર છે:
અરે! બાઇ ભાઇ "મરજાદ" તણો ઢોંગ મુકો,
સત્ય ધર્મ થકી જન્મ સફળ થનાર છે. ૭.

વિચારી વિચારી જુઓ, સ્વિકારી સ્વિકારી લેજો,
દુરાચારી તજો, સદાચારી સુખકારી છે.
ધર્મ નામે ઢોંગ ચાલે. ધુતારા ઠગારા માલે,
તે તો દિલે બહુ સાલે, દુષ્ટ દુખકારી છે;

સજ્જન સુસંગ સજો, કુકર્મ કુસંગ તજો,
રામ નામ ભજો, સત્ય ધર્મ મોક્ષ બારી છે;
અરે! બાઇ ભાઇ "મરજાદ" તણો ઢોંગ મુકો,
દેવીદાસ જોડી હાથ કહે વારી વારી છે. ૮.

# पाखंडना परिणाम.

## દોહરો.

પા–ખંડે બૂડે અરે ! પાભર આ અવતાર,
અર્ધે બૂડે અર્ધ પણ, પુર્ણ થયે નહીં પાર.

## મનહર છંદ.

પ્રેમદા પ્રભાતે ઉઠી, પતિને પથારે મૂકી,
સતી તણો ધર્મ ચૂકી, મંદીરોમાં ધાય છે;
ભીડમાં ભરાઇ ભોળી, લાજ મરયાદ છોડી,
પાખંડીને હાથ જોડી, દાસી થવા ચ્હાય છે;
દાણાં દળવાનાં દળે, પાણી ભરવાનાં ભરે,
વાસીંદા વળાય, કામ ઘરનાં ન થાય છે;
ધર્મ ધારી ધીંગાઓને, ધાઇ ધન ધામ ધરે,
છાશમાં માખણ જાય, ફુવડ કે'વાય છે ૧.

ચાલી પરવારી ત્યાંથી, નારી પરધારી ઘેર,
સ્નાન કરી શિઘ્રતાથી, સેવામાં ગુંથાય છે;
સ્વામીને સંતાનો સારા સ્નેહથી સંભાળે નહીં,
ધર્મ ઘર માંહે છે, ને બ્હાર ધકા ખાય છે;
પતિ, કામ પોતાનું, પોતાને હાથે પુરૂં કરે;
બાળકોની સારી બરદાસ નહીં થાય છે;
ધર્મ ધારી ધીંગાઓને ધાઇ ધન ધામ ધરે,
છાશમાં માખણ જાય, ફુવડ કે'વાય છે. ૨.

"ખાસા"માં ઠાકોરજીને દુધે નવરાવી સારા
વાઘા વસ્ત્ર ધરાવી, સિંહાસને શોભાય છે;
સામગ્રી સુધારી સારી, મેવા "મોન ભોગ" ધરે,
બ્હાર બેઠાં બાલકડાં ભૂખથી પીડાય છે;
દૂધની ભરેલી લોટી મંદીરે પોચાડે પછી,
એ બજે બાળકો પતી, તપી તપી ખાય છે;
ધર્મધારી ધીંગાઓને ધાઇ ધન ધામ ધરે,
છાશમાં માખણ જાય. ફુવડ કે'વાય છે. ૩.

"સંસારમાં સરસો ને મન મારી પાસ" એવાં
કૃષ્ણનાં વચન જૂઓ ગીતામાં ગવાય છે;
એવી રીતે સંસાર વ્હેવારને સંભારી સાથે,
પતિને પૂજાય તોજ પ્રભુને પમાય છે;
પતિ પરમેશ, તેમાં લેશ ન અંદેશ દીસે,
તેને મેલી, ઘેલી પરઘેર ગોથાં ખાય છે;
ધર્મધારી ધીંગાઓને ધાઇ ધન ધામ ધરે,
છાશમાં માખણ જાય, ફુવડ કે'વાય છે. ૪.

પતિ વિના જપ તપ કાંઇ સિધ્ધ થાય નહીં,
પતિ વિના ધર્મદાન વ્યર્થ વહી જાય છે;
પતિ વિના વ્રત અપવાસ ફળ આપે નહીં,
પતિ વિના તીર્થ ધ્યાન ફોકટ ગણાય છે;
તીર્થ ધર્મ જપ તપ પ્રભુ રૂપ પતિ છતાં,
ભોળી ભામનીઓ ભાન ભૂલી ભટકાય છે;
ધર્મધારી ધીંગાઓને ધાઇ ધન ધામ ધરે,
છાશમાં માખણ જાય, ફુવડ કે'વાય છે. ૫.

પ્રભુ છે પોતની પાસે, ભૂલી બ્હાર દોડે જેમ
"કેડ માંહે છોકરૂં ને શહેરમાં શોધાય છે;"
નાથજી[1] બિરાજે ઘેર આપો આપ તેને છોડી,
નાથજીની[2] ઝાંખી કાજે નાથદ્વારે જાય છે;
કૃષ્ણ કુળ બાળકો તો ઘેર બેઠાં ગેલ કરે,
પાખંડી વલ્લભ કુળ બાળકો પૂજાય છે;
ધર્મધારી ધીંગાઓને ધાઇ ધન ધામ ધરે,
છાશમાં માખણ જાય, ફુવડ કે'વાય છે. ૬.

"શ્રીજીબાવા, શ્રીવલ્લભ, જેજે વ્હાલા" મુખે બોલી,
સિધ્ધી વાટ છોડી, ભોળી આડી અથડાય છે;
દાન દેવા લાયક સુપાત્રને પિછાણે નહીં,
સીધાને મસીદા તો કુપાત્રને દેવાય છે;

૧. પતિ. ૨. નાથજીની કૃતીમ મુરતી.



જ્ઞાતી હિત માટે રોતી પાછ તો અપાય નહીં,
હવેલીઓમાં હમેશ હજારો હોમાય છે;
ધર્મધારી ધીંગાઓને ધાઈ ધન ધામ ધરે,
છાશમાં માખણ જાય, પુવડ કે'વાય છે. ૭.

પાખંડ ખંડન કરો. પાખંડીને પર હરો,
અંધ શ્રધ્ધા દૂર કરો, અધર્મ તજાય છે;
ઘરને હવેલી ગણો. "ભીતર" પતિ ભુવન.
હૃદય મંદીરે સતી ધર્મ પ્રગટાય છે;
વડીલોને ગુરૂ જાણો, પતિ પરમેશ રૂપ,
બાળકો શ્રી કૃષ્ણ તણાં, આનંદ સદાય છે;
ધર્મધારી ધીંગાઓને ધાઈ ધન ધામ ધરે.
છાશમાં માખણ જાય, ફુવડ કે'વાય છે. ૮.

કે'વાનો કોઇને કશો મને અધિકાર નથી,
પણ દિલ દાઝવાથી આ બધું બોલાય છે;
ચિતમાં રૂચે તો વાત, ચિતમાં વિચારી ચેતો.
હોય હિતકારી તોજ હિત સચવાય છે;
પતિ પ્રત્યે રાખી પ્રીત, ઘર બાળકોમાં ચિત,
દાખે દેવીદાસ, તેને શ્રી હરી સહાય છે.
ધર્મધારી ધીંગાઓને ધાઇ ધન ધામ ધરે.
છાશમાં માખણ જાય. ફુવડ કે'વાય છે. ૯.

---

## भट्टीओनी भोळाई अने म्हाराजोनी मलीनता!

### કબીર ભગતનો દુહો.

સર્પહીં દૂધ પિલાઇએ. વોઇ વિષ હો જાય,
અયશા કોઇ ના મિલા. આપેહીં વિષ ખાય.

### રાગ—ચાબખાનો.

જુઓ આ ભટ્ટીઓની ભોળાઇ રે, તે તો જોવા જેવી છે ભાઈ.
આંખે દેખે તે માને નહીં, ને કાને ન સાંભળે કાંઇ,
કહેવું, દેખાડવું કેવી રીતે હવે, થાકયા ઘણું ગાઈગાઇ રે, જુઓ ૧.

કોઈ કહેજે મુકો પંચાતી, ભલે બેસે માર ખાઇ,
દિલમાં દાઝે છે ભાઇને ભાઇનું, નથી ખમાતું ભાઈ રે, જુઓ. ૨.

મંદીરો, (અ)ધર્મની મોટી દુકાનો, માંડી બેઠા છે "ગુસાંઈ,"
(અ)ધર્મને સાટે પૈસા પડાવે. કેવી ચલાવે ઠગાઈ રે! જુઓ. ૩.

દશ વીશ લઇને "મરજાત" આપે, "પતર" આપે છે લખાઈ,
"બ્રમ સંબંધ" વળી "નામ" આપીને. કેવી કરે છે કમાઈ રે! જુઓ. ૪.

શાકપાન, ફળફુલ, "ભીતર"ની સેવાની, ભેટો ઠરાવી સવાઇ,
ધર્મને નામે ધુતી ખાવાને ભજવે છે કેવી ભવાઈ રે! જુઓ. ૫.

"અંગ મેલ પાન" ને એઠા ઓગાર, વળી જુઠણની ભેટો લેવાઇ,
ક્ષત્રી પુત્રો, હાય! એઠું જમે છે! બુદ્ધિ તેથી બદલાઇ રે! જુઓ. ૬.

મોજ શોખ ને ભોગ વિષયોનો લેવાને, કેવા રહ્યા છે મંડાઇ!
ભોળાઓને ભરમાવી દબાવી. દોલત ઘણેરી જમાઈ રે, જુઓ. ૭.

મર્ણ સમે હૈયે ચર્ણ ધર્યાની. ગુરૂઓને ભેટો ધરાઈ,
ભોળા ભટ્ટી તેમાં મુક્તિ માને! હાય! આતે કેવી મુરખાઇ! જુઓ. ૮.

"શ્રીજી"ના ભેટને "ગોલક"નો પૈસો. જુઓ તે જાય છે ક્યાંઇ?
"ઓચ્છવ પાચ્છવ"નાં માલ મલીદા ખાઇને કરે પુષ્ટાઈ રે, જુઓ. ૯.

હિંડોળાને વળી પારણા ઝુલાવ્યાની ભેટો ભલેરી નીમાઈ,
'દર્શનની ભેટ! ચર્ણ સ્પર્શનની ભેટ! હાય! ભેટોમાં લાખો લુંટાઇ રે, જુઓ. ૧૦.

"કેશર સનાન"ને તેલ મરદન વળી ચંદનનાં લેપન લગાઈ.
"અંગ પ્રસાદી"ને "લીલા"ની ઝાંખી. હાય! આતે કેવી નફ્ટાઇ રે! જુઓ. ૧૧.

"રસ મંડળીને રાસમંડળીની ઘણી કથાઓ લખાઇ,
એવી ઘણી ઠગબાજી બેસે છે, ભોળાઓ મલે ફસાઈ રે! જુઓ. ૧૨.

"ગૌ સેવા" ને બ્હાને પૈસા કઢાવે, ગાંઠથી કાઢે ન કાંઇ.
દુધ કઢેલાં પોતે પીએ, વળી બાસુંદી માખણ મલાઇ રે! જુઓ. ૧૩.

લગન સમે ગુરૂ ભટ્ટી કન્યાઓનાં હસ્ત મેળાવે ફુલાઈ,
ક્ષત્રીઓ દ્વીજોનાં હાથનું દાન લે! આ તે કેવી હલકાઈ રે! જુઓ. ૧૪.

ગુરૂઓ હવેલીમાં હોળી રમે છે. રામાઓ સંગે રંગાઇ.
હૈયાફુટા ભોળા ભગતડા દીજડા! જુએ હૈયે હરખાઈ રે! જુઓ. ૧૫.

મંદીરમાં ઘેલડાં દર્શનની ભીડમાં ઝાપટોની માર ખુબ ખાઈ,
અંધ શ્રધ્ધાળુઓ સોટા ખાવામાં સમજે છે પાપો ધોવાઈ રે, જુઓ. ૧૬.

નવલી નાનકડીને નિરખી નિહાળે, જો દર્શનમાં આવે દેખાઇ,
કામી હરામી કુકર્મીનાં કામથી, લાખેણી લાજો લુંટાઇ રે ! જુઓ. ૧૭.

ભોળી ભામાઓને ભુંડા ભરમાવીને ઘરમાં કરાવે જુદાઇ,
પતિને પત્નિની પ્રીતી તોડાવીને પોતે જમાવે સગાઈ રે ! જુઓ. ૧૮.

નાટક ચેટક "સીનેમાફ" નાં તમાસામાં દર્શન આપે છે સદાઇ,
ગાન તાનને વળી રાંડોનાં નાચ રંગ મંદીરે ગાજે ગવાઇ રે ! જુઓ. ૧૯.

લાયબલ કેસ, એંગી ચોરીનો કેસ, વળી વારંટ લીલા છે છપાઈ,
એવા ભવાડા ઘણાં ગવાયા, તોય નહીં ગઇ ઘેલડાઇ રે ! જુઓ. ૨૦.

જ્ઞાની નહીં, તે જ્ઞાન કેમ આપે ? જુઓ વિચારી જરાઈ.
પોતે અતારૂ તે પરને તારે કેમ ? ચેતજો દેશે ડુબાઈ રે ! જુઓ. ૨૧.

દુઃખ રૂપી દુનિયામાં મુક્તિ મેળવવા, એ ગુરૂઓમાં આશા રખાઈ,
પોતે પાપી ! કેમ પરનો ઉધ્ધાર કરે ? માયામાં રહે લપટાઇ રે ! જુઓ. ૨૨.

છતી આંખ કેમ જોતા નથી, ને કાને શું આવી બ્હેરાઈ ?
છતી મતીએ નહીં વિચારશો, તો પસ્તાસો ભાઇ રે ! જુઓ. ૨૩.

શ્રી કૃષ્ણની મુર્તીને ઘરમાં પુજો ને, જે છે સદા સુખદાઈ.
કહે દેવીદાસ ભોળા ભાઇઓને, છોડો હવે ભોળાઈ રે. જુઓ. ૨૪.

---

## ખરો ધર્મ શું છે?

### ભુજંગી છંદ.

અહો ! ભ્રાત મારા સુણો એક વાત, વહી જાય છે રે ! વૃથા દિન રાત;
તજી અંધ શ્રધ્ધા ખરો ધર્મ ખોળો, નહીં નીતિ રીતી અને સત્ય છોડો. ૧.

હરી નામ હૈયે સદા સુખકારી. કરો દૂર પાખંડ જે દુઃખકારી;
ધરી ધૈર્ય ને ધર્મનાં ઢોંગ તોડો. નહીં નીતી રીતી અને સત્ય છોડો. ૨.

કરો સેવના શુધ્ધ માતા પિતાની, અરે તે વિના ધૂળ છે જીંદગાની;
ખરો ધર્મ એ છે તમેં ચિત ચોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૩.

વળી ફર્જ કુટુંબ પ્રત્યે વિચારો, પુરા પ્રેમથી પાળીને પાર પાડો;
સગાં સ્નેહીઓની તમેં સ્હાયે દોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૪.

પછી જો બને તો કરો જ્ઞાતી સેવા. જુઓ કોમને ફાયદા થાય કેવા;
તમેં રંક શ્રીમંતનો ભેદ તોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૫.

હજી હોય જો હામ હૈયે વિશેષે, પંડા બ્હાર અર્પો બને તે સ્વદેશે;
ડરો ના તમેં કષ્ટ આવે કરોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૬.

દિલે હોય તેવું મુખે સત્ય ભાખો, રૂચે ના રૂચે લેશ દરકાર રાખો;
હવે "હાંજી હાંજી" તણી ટેવ તોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૭.

ભલે અન્ય કોઇ વખાણે વખોડે, ભલે રીસમાં આવી સંબંધ તોડે;
સહો સંકટો. ના કદી ટેક તોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૮.

જુઓ ધર્મ નામે ઢગો ખાય ધૂતી, કરીને કુકર્મો વધારે અનીતિ;
ફજેતી કરી તેમનાં ખંદ ફોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૯.

બહુ રાંકને આજ અન્યાય થાય, સહુ દ્રવ્યને દેખીને ત્યાં દોરાય;
વૃથા ગર્વમાં આવી મૂછો મરોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૧૦.

મુખે જે કહો તે કરો કાર્ય પ્હેલું, નહીં તો વૃથા છે તમારૂં કહેલું;
બની ના શકે, ના વૃથા બોલ બોલો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૧૧.

ન લો હાથમાં કામ જે ના બને તે, લીધું તો પછી પાર પાડો તમે તે;
તમેં વેષ લીધા પછી નાજ ડોલો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૧૨.

જુઓ સત્ય માટે હરિશ્ચંદ્ર રાજા. તજી રિદ્ધી સિદ્ધી સહ્યા દુઃખ ઝાઝા;
ડગ્યો ના દિલે દેવ લાવ્યા કરોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૧૩.

કથા સત્યનારાણનો સાર એ છે, સદા સત્ય સન્માર્ગની શીખ દે છે;
કથા સાંભળી સત્યથી સ્નેહ જોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૧૪.

કરો પાપ ના, પુન્ય કીધું અપાર. ન લો કોઇનું તો દીધું લાખ વાર;
કહે ભક્ત ખાપો જરા કાન ખોલો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો ૧૫.

સદા સત્યને નીતિ રીતિ પ્રકાશે, દિલે જે હતું તે કહ્યું દેવીદાસે,
મળે કે નહીં દ્રવ્ય લાખો કરોડો, નહીં નીતિ રીતિ અને સત્ય છોડો. ૧૬.

---

# જુગાર વિષે.

### મનહર છંદ.

ચોરી કીધા થકી ચીતરાયું જુઓ કાળું મુખ,
જુગારીને મ્હોડે નહીં નૂર આવનાર છે;
જુઠાઇ, દગાઈ, ભાઈ, જીવનનાં શત્રુઓ છે,
જુગારથી જીંદગાની ધૂળ મળનાર છે;
એવા કાળા કૃત્યો તણાં ડાઘ તો ભુંસાય નહીં,
જુગાર તો તેમાં સર્વેનો સરદાર છે;
અરે! બાપ ભાઈ, તમે જુગારમાં મુકો આગ,
જીવન તમારૂં પાયમાલ કરનાર છે. ૧.

એકમાંથી દશ થાય દશમાંથી વીસ થાય,
જેમ જેમ જીત્યો જાય ખુબ ખેલનાર છે;
ચડસમાં ચડ્યા પછી ઉંધા પાસા પડ્યા જાય,
જીતેલું ગુમાવ્યાથી ડબલ રમનાર છે;
ગાંઠનું ગુમાવે ત્યારે કરજ કરીને રમે,
વાડી બાગ બંગલાને ગીરો મુકનાર છે;
અરે! બાપ ભાઈ, તમે જુગારમાં મુકો આગ,
જીવન તમારૂં પાયમાલ કરનાર છે. ૨.

હારેલો જુગારી જેમ બમણું રમે છે તેમ,
નારીનાં દાગીનાં લાવી મૂકે માંડનાર છે;
એવી રીતે જ્યારે બધું ગુમાવી બેસે છે ત્યારે,
ચોરીને દગાઈ કરી માલ લાવનાર છે;
એક તો ગુમાવે લાખ, બીજું તો કપાવે નાક,
આબરૂની થાય રાખ, ખુવારી થનાર છે;
અરે! બાપ ભાઈ, તમે જુગારમાં મુકો આગ,
જીવન તમારૂં પાયમાલ કરનાર છે. ૩.

અસલની ભટ્ટી ક્ષત્રાયાણી શાણી ભાગ્યશાળી,
શૂરી પુણ્યશાળી, તેનાં શોભે સદાચાર છે;
હાલની જે મારી બ્હેનો, તેનો તો હેવાલ શુણો,
ત્હેવારમાં ઘેરે ઘેર જામેલો જુગાર છે;
ગોકુળ-આઠમે. અપવાસ વ્રત રૂડાં કરે,
જુગારૂં ખેલ્યાનું કાળું કૃત્ય કરનાર છે;
અરે ! બાઈ ભાઈ. તમે જુગારમાં મુકો આગ,
જીવન તમારૂં પાયમાલ કરનાર છે. ૪.

છોકરાંને ઘર જર મૈયાનાં ભરોપાપર,
મુકીને જુગાર દ્વાર, શેઠાણી જનાર છે;
શેઠ ઘોડા-રેસ માંહે, લાખોની લગાવે બિડ,
શેઠાણી તો દાગીના ખલાસ કરનાર છે,
અગત્ય! જુગાર ફંદ! નાને મોટે લાગ્યો છંદ!
હજારો બેહાલ થયા, હજારો થનાર છે;
અરે! બાઈ ભાઇ, તમે જુગારમાં મુકો આગ,
જીવન તમારૂં પાયમાલ કરનાર છે. ૫.

હેમ હીરા માણેકની અંગટી ગળાની કંઠી,
સાતસેરા મોતી હાર, સર્વ હારનાર છે;
ધણી જ્યારે જાણે, ત્યારે ખબર લેવાય ટાણે,
હવેલીની બાડ માંહે, ખોયાનું કે'નાર છે;
એવી રીતે જુઠું બોલી, ઉંધું ચતુ સમજાવી,
ગુન્હા એક છુપાવી, ડબલ કરનાર છે;
અરે! બાઇ ભાઇ, તમે જુગારમાં મુકો આગ,
જીવન તમારૂં પાયમાલ કરનાર છે. ૬.

બાઈ બ્હેનોને બચાવો, ભાઇ ભાંડુઓને ભાળો,
સ્ત્રીને સમજાવો, જુગટામાં નહીં સાર છે;
મોટાઓને દેખી તેનાં છોકરાં શીખીને રમે,
નાણું નહીં હોય ત્યારે ચોરી કરનાર છે;

નાનપણે એવા ફંદ, ફિતુરમાં ફસી પડે,
મોટપણે મોટી ભારી ખુવારી થનાર છે;
અરે ! બાઇ ભાઇ, તમેં જુગારમાં મુકો આગ,
જીવન તમારૂં પાયમાલ કરનાર છે. ૭.

અરે ! ભટ્ટી નરનારી ! હાલત જુઓ તમારી,
કુછંદમાં ફસ્યા ભારી. પાપ વધનાર છે;
કન્યા વિક્રય અને ગર્ભપાત તણાં શ્રાપ લાગે,
વળી બીજા પાપ વ્યિભાચારને જુગાર છે;

હાય ! અફસોસ ! ભટ્ટી ભાણુ માંહે ડાઘ લાગે,
જુગારીના છાપ શિરે, શરમાવનાર છે;
અરે ! બાઇ ભાઇ, તમેં જુગારમાં મુકો આગ,
દાખે દેવીદાસ, તે નખોદ વાળનાર છે. ૮.

---

## મહાજન.

"મહાજન" એ શબ્દમાં કેટલી ગંભીરતા છે ! તેવી રીતે મહાજનના જે શેઠીયાઓ અથવા પટેલો હોય છે તેની અંદર પણ તેટલીજ ગંભીરતા હોવી જોઇએ; તેઓ જ્ઞાતીના માનનીય હોય છે, તેઓના ઉપર જ્ઞાતીનો સંપુર્ણ વિશ્વાસ હોય છે, તેઓ જ્ઞાતીના સ્થંભ ગણાય છે અને તેઓ જે કાંઇ ન્યાય આપે છે તે સત્ય અને નિષ્પક્ષપાત મનાય છે અને જ્ઞાતી તેઓને પોતાના પુજ્ય તરીકે ગણે છે; પણ જેઓ ખરા શેઠીયા કે પટેલો હોય છે તેઓને જ્ઞાતી ગમે તેટલું માન આપે તથા પોતાના મુરબ્બી તરીકે ગણે પણ તેઓ તો પોતાને જ્ઞાતીનાં સેવક સમજે છે, અને તે પ્રમાણે તેઓ વર્તે છે. જેવી રીતે રાજ્યની ચડતી પડતીનો આધાર રાજા ઉપર હોય છે તેવીજ રીતે જ્ઞાતીની ચડતી પડતીનો આધાર જ્ઞાતીના શેઠીયાઓ ઉપર છે.

અગાઉ જ્ઞાતીની અંદર કોઇ વ્યકિતઓ વચ્ચે અંગત લેણદેણ તથા મારામારી સંબંધી કજીયા થતા તેનો પણ જ્ઞાતીના પટેલો પંચ તરીકે

નિ:સ્વાર્થ અને નિષ્પક્ષપાત રીતે ન્યાય ચુકવતા હતા. તેથી હાલમાં વકીલો તથા કોરટોના લાખોનાં ખર્ચા તથા તેઓની પાછળ રખડવાના વખતનો બચાવ થતો હતો. અને ન્યાય કરતી વખતે પક્ષકારોમાં પોતાનો ભાઇ હોય કે પુત્ર હોય, ગમે તે હોય તોપણ તે દોષીત હોય તો તેને ન્યાય પ્રમાણે યોગ્ય શિક્ષા થતી હતી. એવા નીઃસ્વાર્થી અને નિષ્પક્ષપાતી પટેલો ખુજાઈ ગયા છે. આ અસલની રીત હજી મારવાડીઓમાં ચાલુ છે અને તેથી તેઓ કેટલા સુખી છે તે પણ દેખાઇ આવે છે.

હાલમાં મારે અત્યંત ખેદની સાથે કહેવું પડે છે કે મહાજનના શેઠીયાઓમાં જે ગુણ હોવા જોઇએ તેની સર્વાંશે ખામી જણાય છે અને હમણાં જ્ઞાતીની જે કફોડી સ્થિતી થઈ પડી છે. તે તેનેજ આભારી છે. તે જ્યાં સુધી "**મહાજન**" ની વ્યાખ્યા ઉપરથી "યથાનામા તથા ગુણા" પ્રમાણે વર્તન નહીં થાય ત્યાં સુધી જ્ઞાતીની જે દુર્દશા થઈ છે તે સુધરવી મુશ્કેલ છે.

---

## भाटिया महाजनने अरजी.

**( સંવત ૧૯૭૦ ના કારતક )**

( પ્રાણીયા ભજી લેને કિરતાર ! આ તો સ્વપ્નું છે સંસાર ! એ રાગ )

અરજી ઉરે ધરો મ્હાજન, કોમનું હવે કરો જતન.—એ ટેક.

પૈસાવાળા પાંચ પાંચ વાર પરણે, સાઠે જોડાવે જાન,
ગરીબ બિચારા કાચા કુંવારા, ઘસાઇ જાય ન સંતાન.—અરજી. ૧.

પાંચ પાંચનાં ભવ બોળે બુઢ્ઢા એક, સંતની નહીં લગાર.
વાંઢા કુંવારા ને વિધવાની સંખ્યા, વધી જાયે એ સુમાર.—અરજી. ૨.

વેશવાળ અને વળી વિવાહનો વ્હેવાર, વધી ગયો હદ બ્હાર,
ગરીબ ભાઇઓ મોટી સંખ્યામાં, રખડે, મળે નહીં નાર.—અરજી. ૩.



**બાળ વિધવા**—મહાજન માબાપ, આ નિર્દોષ બાળવિધવાની વિપત્તી સામું જોઇ, કાંઇ રસ્તો કરો. અમારા દુઃખનો પાર નથી.

**કુંવારો**—આંખ, કાન કેમ બંધ કરો છો ? કુંવારાની કરૂણાજનક કહાણી કાને ધરો.

**કન્યા**—કન્યા વિક્રયની ક્રૂરતા અટકાવી, આ અજ્ઞાન કુમારીકાની કમબખ્તી દૂર કરો.

**ગરીબ**—ભૂખે મરતા ભાઇઓને બચાવો, મોઢું ફાડી, બધું "ઓઈયાં" કેમ કરી જાઓ છો ?

**મહાજન**—હું હું હું હું ! નથી સાંભળવું, નથી જોવું, નીકળો અહીંઆંથી ! વધારે ટક ટક કરશો તો એકદમ નાત બહાર !

[૧]પંદરને [૨]વીશનાં ભાવ મળે ત્યાં કાઢ્યું જુઓ એક બે હજાર,
ગરીબોનાં હક શ્રીમંતો લુંટે ! સાંભળે નહીં સરકાર.—અરજી. ૪.

કન્યાની કિંમત વધી ગઈ, ત્યારે શરણે ગયા [૩]હરિદ્વાર,
હરીદાદાએ સાંભળી દાદ, પણ શેઠોએ કહાડયા બ્હાર.—અરજી. ૫.

પૈસાવાળા કાંઈ ગુન્હો કરે, તેને શિક્ષા નહીં કંઈ થાય,
ગરીબોને ઝટ લટકાવી મારે, થાય છે કેવો અન્યાય !—અરજી. ૬.

કન્યા વિક્રયનો કુચાલ વધ્યો છે, બાળાઓ રિબાય અપાર,
જીવતા ચામડાનાં ભાટિયા વેપારી, શરમાતા નથી લગાર !—અરજી ૭.

એક બે હજારના પલ્લાંનું ધોરણ, બાંધો નિયમ રીત ભાત,
સરખે સરખા સાથ જોડી રચો. હાથ જોડી કહું માત તાત.—અરજી. ૮.

પુનર્લગ્નની ઘણી જરૂર છે. સંજોગો જુઓ તમામ.
બાર બારની બહુ વિધવા રહે છે, કરે છે અઘટિત કામ !—અરજી. ૯.

વિધવાઓ ગર્ભપાત કરે, વળી વાંઢાઓ કરે વ્યભિચાર !
વિધવા વાંઢાનો રસ્તો કરો કાંઈ, નિવડે સુખી સંસાર.—અરજી. ૧૦.

બાળલગ્નનો કુધારો સુધારો, પ્રજા નિપજે નિર્બળ,
લગ્નની ઉમરની હદ બાંધો. જુઓ રહે શરીર નિર્મળ.—અરજી. ૧૧.

ભટ્ટી ક્ષત્રીની અસલી રીત જુઓ, થતા સ્વયંવર સાર.
હાલ તો અધમતાની અવધી થઇ, હાય! ચાલે ગુલામી વેપાર!—અરજી. ૧૨.

કન્યાને શિક્ષણ આપો જરૂરનું, સમજુને શાણી મનાય,
લાયક પતિની સાથે જોડાય. તેની પ્રજા પરાક્રમી થાય —અરજી. ૧૩.

વિદ્યા વધારો, કુચાલો સુધારો, ને ધારો બનાવો મજબુત.
ગરીબ શ્રીમંતનો ભેદ ભાવ ટાળો, લાભ થશે અદ્‌ભૂત !—અરજી. ૧૪.

વસ્તીપત્રક દર વર્ષે બનાવો ને વસ્તીનું કહાડો પ્રમાણ,
કારણ ઘટાડાનાં ખુલ્લા કરીને. સભા ભરી કરો જાણ.—અરજી. ૧૫.

ભાઇઓ ભટ્ટી દેશ દેશથી શોધો ને ખુલ્લો કરો વ્હેવાર,
દાખે દેવીદાસ, સાથે મળીને, જ્ઞાતીનો કરો ઉધ્ધાર.—અરજી. ૧૬.

---

૧. રૂ. ૧૫૦૦૦, ૨. રૂ. ૨૦૦૦૦. ૩. હરદ્વારથી પરણ્યા.

# मुंबई भाटिया महाजनन विजय माळा.

(સ્થાપના:-સંવત ૧૯૭૦ ના પોષ વદિ ૧૧ ને ગુરૂવાર
તા૦ ૨૨ મી જાનેવારી, ઇ. સ. ૧૯૧૪.)

**મનહર છંદ.**

ભટ્ટી યદુવંશીઓનું મ્હાજન જે મુંબઇમાં,
મંડાણું [1]મોરાર મારકીટનાં મકાનમાં,
કાયદા કાનુન અને બંધન સંધન થયાં,
સ્નેહના બીયાં રોપાયાં માન સન્માનમાં,

યદુવંશી યોધો મહાવીર, રા. બા. વીશનજી,
વૃદ્ધ છતાં [2]વડપણ "સ્વીકાર્યું" મંડાણમાં,
જય! "મુંબઈ ભાટિયા મ્હાજન" નો વિજય થાઓ!
સ્નેહ સંપ સંબંધથી શોભી રહો માનમાં. ૧.

કોઈ કહે ભાગ થયા, કો કહે ભંગાણ પડ્યું,
વિધ વિધ ઉચ્ચારે જે આવે જેના ધ્યાનમાં;
નથી આ ભંગાણ થયું, ભલું આ મંડાણ થયું.
ભટ્ટીઓને જાણ થયું, ભૂલો નહીં ભાનમાં,

પાંચસોના જુથ્થનું મંડળ મજબુત બન્યું,
ઘણા જન જાણીને જોડાયા એ જોડાણમાં;
જય! "મુંબઇ ભાટિયા મ્હાજન" નો વિજય થાઓ!
સ્નેહ સંપ સંબંધથી શોભી રહો માનમાં. ૨.

મદમાં ડુબેલા પેલા શેઠો જુના મ્હાજનનાં.
ફાવે તેમ ફુલ્યા અને ભૂલ્યા અભિમાનમાં!
કોઇ પુછનાર નથી! જોઇ જાણનાર નથી!
ધણી રણી બની પોતે, તણાયા છે તાનમાં,

ખુણામાં કરેલા પેલા "નાત બ્હાર" ઠગતનો,
ફારસ ભજાવ્યો ભલો આવ્યો સૌની જાણમાં,
જય! "મુંબઈ ભાટિયા મ્હાજન" નો વિજય થાઓ!
સ્નેહ સંપ સંબંધથી શોભી રહો માનમાં. ૩.

---

૧. મોરારજી ગોકળદાસ કાપડ મારકીટ. ૨. પ્રમુખપદ.

પાંચસોનાં "પ્રોટેસ્ટ"ની [3]"પોટીસ" લગાવી પણ,
રોષ નહીં નીકળ્યો, પીડાયા ખેંચ તાણમાં,
વૈદ રૂડા [4]રતનશીંહે ઘણાએ ઉપાય કર્યા,
કક્કો નિજ ખરો ગણી, રહ્યા છે ગુમાનમાં,

દુનિયાએ દીઠી એવી પટેલોની હઠીલાઇ,
ચિત નહીં ચોડયું જેણે જ્ઞાતીનાં કલ્યાણમાં,
જય !"મુંબઇ ભાટિયા મ્હાજન"નો વિજય થાઓ!
સ્નેહ સંપ સંબંધથી શોભી રહો માનમાં. ૪.

મંગળી મ્હુરતમાં મહાન કામકાજ થયા,
ફંડમાં ભરાયા સવાલાખ વિદ્યા દાનમાં,
ઉન્નર ઉદ્યોગ; સત્ય ધર્મ તણું શિક્ષણ.
આપો ભટ્ટી યુવકોને જ્ઞાતીનાં કલ્યાણમાં,

વિલાયત જવાનાં વેપાર–દ્વાર ખુલ્લા કરો.
દૂરદેશ ફરો, આગબોટ અને વ્હાણમાં,
જય !"મુંબઈ ભાટિયા મ્હાજન"નો વિજય થાઓ!
સ્નેહસંપ સંબંધથી શોભી રહો માનમાં. ૫.

જ્ઞાતીમાં સુધારા સારા કરીને કાઢો કુધારા,
સહુ જન રીઝે જેથી, રાખો એવું ધ્યાનમાં,
વાંઢાઓની બૂમ શુણો, વિધવા રૂદન શુણો,
બાળાઓ બચાવો જતી ગુલામી વેચાણમાં,

બાળ લગ્ન બંધ કરી બાળકોનાં દુઃખ બાળો,
બુઢ્ઢાઓને વારો લેતા બાળાઓ વેચાણમાં,
જય !"મુંબઇ ભાટિયા મ્હાજન" નો વિજય થાઓ!
સ્નેહ સંપ સંબંધથી શોભી રહો માનમાં. ૬.

આપણાથી છૂટા અન્ય બંધુઓ જે અન્ય દેશે,
વસે છે, તેઓને જોડો આપણા જોડાણમાં,
હરદ્વારી, હૈદ્રાબાદી, પંજાબી ને પાવરાઇ,
મેવાડી મુલ્તાની, જેસલમીરી લાવો જાણમાં.

---

૩. દરદ ઉપર "પોટીસ" લગાડે છે તે. ૪. રતનશી મુળજી.

ગરીબ ને શ્રીમંતનો ભેદભાવ દુર કરે,
ન્યાય નેમ ધરો, સૌને સમાવો સંમાનમાં,
જય!"મુંબઇ ભાટિયા મ્હાજન"નો વિજય થાઓ!
સ્નેહસંપ સંબંધથી શોભી રહો માનમાં ૬.

મ્હારાજોનાં દાસ બની ક્ષત્રીપણું ખોઈ બેઠા,
સુધર્મ ફેલાવો. તેજ લાવો ભટ્ટી ભાણમાં;
લાખો રૂપીયાનાં ઢગ. હવેલીમાં ખાય ઠગ!
બંધ કરી ભરો રૂડા જ્ઞાતિ-હિત સ્થાનમાં:
ધીમે રહી ધીરજ ધરીને કાર્ય કરશું તો,
દેવીદાસ રાખે આશ, આવશું ઉંચાણમાં,
જય!"મુંબઇ ભાટિયા મ્હાજન"નો વિજય થાઓ!
સ્નેહસંપ સંબંધથી શોભી રહો માનમાં. ૮.

---

## राव बहादुर विशनजी खीमजीनो स्वर्गवास.

(સં. ૧૯૭૨ ના વૈશાખ વદ ૧૨, તા૦ ૨૮ મી મે, ૧૯૧૬.)

### મુંબઇ ભાટિયા મહાજનનો શોક.

#### દુહો.

જબ તુમ આયે જગતમેં, લોક હસે તુમ રોય,
અબ અયસી કરણીકરો, પીછે હસે ન કોય.

#### લલીત છંદ.

અરરર! આ પ્રભુ! કોપ શો કર્યો!
મુગટ ભટ્ટીનો. કેમ રે! હર્યો? ૧.

આણી નહીં દયા, લેશ દિલ વિષે,
જાણી નહીં જરા. શી વલે થશે! ૨.

નાતી નાવનો, નાવિકો ગયો,
રાંકમાં પડ્યા, સૌ ખલાસીઓ. ૩.

ભર સમુદ્રમાં, નાવ લઇ ગયો,
અધવચે તજી, ચાલી નીકળ્યો. ૪.

જ્ઞાતિનો, છાંયડો હતો,
ઉડી ઓચિંતો, તે રહ્યો જતો. ૫.

જ્ઞાતી હિતમાં, ચિત ચોંટતો,
ભ્રાતૃ ભાવથી, પ્રીત જોડતો. ૬.

ભદ્રી મ્હાજને, ખોયો સારથી,
જન સહુ રડે, દુઃખ અપારથી. ૭.

એજ વર્ષમાં, રંગ શો ચડ્યો?
તેજ રંગમાં, ભંગ તો પડ્યો! ૮.

જરૂર તેની તો, રે! ઘણી હતી,
ઉલટી ઉતરી, દૈવની ગતી! ૯.

સાથી સત્યનો, તે સદા હતો,
કઠીન કાર્યને, પાર પાડતો. ૧૦.

પુર્ણ પ્રેમથી, ધર્મ પાળતો,
દીન દર્દીનાં, દર્દ ટાળતો. ૧૧.

તે સુપાત્રને દાન આપતો,
સાધુ સંતના, કષ્ટ કાપતો. ૧૨.

દેશ ભક્તિમાં, ભાવ રાખતો,
હુન્નરઉદ્યોગમાં, નજર નાખતો. ૧૩.

રાવ બ્હાદુરો, જે. પી. જે બન્યો,
અમર નામના, તે કરી ગયો. ૧૪.

ઓ! પ્રભુ! તને, પાય લાગીએ,
દીન થઇ અમે, મુક્તિ માગીએ. ૧૫.

અમર આત્મને, શાંતી આપજે,
પરમ પદ વિષે, શ્રેષ્ટ સ્થાપજે. ૧૬.

**શાંતિ! શાંતિ! શાંતિ!**

# राव बहादुर विशनजी भीमजीनो स्वर्गवास

## તેમનાં કુટુંબને દિલાસો.

### ઝુલણા છંદ.

ભાઇ બ્હેનો તમે સ્નેહથી સાંભળો, જે કહું વાત વિગતે વિચારી,
રાવ વીશનજીએ વાસ સ્વર્ગે કર્યો, દર્દ વિયોગનું દુઃખકારી!
પુજ્ય પવિત્ર માવિત્ર તે તમ તણા, અમ તણા, તે હતા પ્રિય ભાઇ.
દિલગીરી જે દિલે થાય કદી જાય નહીં, લાગણી હા! ઘણી જે દુખાઇ! ૧.

પુર્ણ શ્રદ્ધા થકી ધર્મ તે પાળતા, ટાળતા દર્દીનાં દર્દ ભારી,
દાન સુપાત્રને માનથી આપતા, કાપતા બંધનો કષ્ટ કારી;
જ્ઞાતીનાં હિતમાં ચિત્ત ધરતા હતા. હૃદયમાં એજ રટણા રટાઇ,
દિલગીરી જે દિલે થાય કદી જાય નહીં, લાગણી હા! ઘણી જે દુખાઇ! ૨.

દાન વિદ્યા વિષે વ્હાલ દરશાવતા. ભાવતા શાસ્ત્ર સદબોધ સારા,
માન વિદ્વાન ગુણવાનને આપતા, સ્થાપતા જ્ઞાન ઘટમાં રસાળા:
કામ કલ્યાણની હોંસ ઘણીએ હતી. મન તણી વાત મનમાં સમાઇ.
દિલગીરી જે દિલે થાય કદી જાય નહીં, લાગણી હા! ઘણી જે દુખાઇ! ૩.

જગદીશે જે કર્યું તે ખરૂં માનીને. શોક સંતાપ ટાળો તમારા,
શાંત થઇ તેમની શીખ સંભારજો, પાળજો પ્રેમથી વચન સારા;
દાસ દિલથી કહે, એમનાં આત્મને. શ્રી હરી શાંતી આપે સદાઇ'
દિલગીરી જે દિલે થાય કદી જાય નહીં, લાગણી હા! ઘણી જે દુખાઇ! ૪.

**શાંતી! શાંતી! શાંતી!!**




**ઊટકાળા લાલજી**—એ જી! એ સબ મેલી હમકું દે દો! તુમકુ ગૌલોકમેં જગા દેગે

**શેઠજી**—એ મોજ શોખ ઉડાવવા માટે નથી, વિદ્યા માટે છે. લો, છોકરાઓ આ મકાન માટે અને આ કેળવણી માટે.

**સરસ્વતી દેવી**—દોડો છોકરાઓ, આ શેઠજીનો આરતિ ઉતારો અને આશિષ આપો કે એકના એકવીસ થાઓ.

**વિદ્યાર્થીઓ**—શેઠજીની જય! સરસ્વતી દેવીની જય!

## મુંબઈમાં ભાટિયા-હાઈસ્કૂલની થયલી સ્થાપના.



(સં. ૧૯૭૨ ના જેઠ વદ ૩, તા૦ ૧૮ મી જુન, સને ૧૯૧૬.)

### શેઠ કરશનદાશ નાથાને ધન્યવાદ.

### શ્લોક.

अन्नदानात्परं नास्ति, विद्यादानं ततोऽधिकम्,
अन्नेनक्षणीका तृप्तिर्यावज्जीवं तु विद्यया.

### હરિગીત છંદ.

નથી દાન અન્ય સમાન વિદ્યા, વિશ્વમાં વખણાય છે.
નથી જ્ઞાન અન્ય સમાન વિદ્યા, પંડીતો ગુણ ગાય છે;
નથી માન અન્ય સમાન વિદ્યા, હૃદયમાં તું સ્થાપને.
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૧.

વિદ્યા વિનોદી હોય તેનાં ઘટ વિષે ગુંટાય છે.
નિશ દિન રહે તે મગ્ન તેમાં રટણ એજ રટાય છે;
સરસ્વતિ મહિમાવતી, જન મન વિષે જપ જાપને,
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૨.

જ્ઞાતી વિષે વિદ્યા વધે, એવા રૂડા અભિલાષથી.
કરી સ્થાપના હાઈસ્કૂલની, શીખે સહુ અભ્યાસથી;
વિદ્યાર્થીઓ નહિં વીસરે, એ પરમ પુન્ય પ્રતાપને.
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૩.

વળી બાળરક્ષક સ્કૂલને ભૂવન ભલું અર્પણ કરી,
ઉદારતાથી સ્હાયતા કરી જ્ઞાતી હિત હૈયે ધરી;
આરોગ્યતાનાં આશ્રમો જનનાં મટાડે તાપને,
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૪.

ઇશ્વર કૃપાથી લક્ષ્મીના તમ ઘેર રેલમ છેલ છે.
સુખસંપતી ધન ધાન્યથી ભંડાર ખૂબ ભરેલ છે;
પરમાર્થનાં કામો કરીને કષ્ટ સૌનાં કાપને,
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૫.

ધનવાન ભારી ધૈર્ય, વિદ્યાવાડીમાં ધન વાપરી,
મનમાનતાં મીઠાં ફળો તે ચાખવામાં ફાવશેઃ
માળી બની એ વાડીમાં બી વાવ રાખી આપને,
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૬.

છે શ્રીમંતોને અરજ મારી, જ્ઞાતિ હિત ચિતમાં ધરો,
વેપારને ઉદ્યોગ વિદ્યાની વિષે ધન વાવરો;
આ લોકમાં વિદ્યા મટાડે શોકને સંતાપને,
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૭.

હું શું કહું? શી શક્તિ મારી? આપને કહી ના શકું,
પણ જે કહ્યું તે પાળજો, છે પોતાનું. નહિ પારકું;
છે અરજ દેવીદાસની, એ દીનના માબાપને,
છે ધન્ય! વારંવાર, કરશનદાશ નાથા આપને. ૮.

---

## श्रीमंत मोटया शेठीयाओनी शेठाई!
## तथा जातीअभिमान!

### દુહો.

બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસેં ના કહે લાખ હમારા મોલ.

### મનહર છંદ.

ભાટિયા શ્રીમંત, શેઠ, શેઠીયા ને સાહુકારો,
મોટી મોટી વાતો કરવામાં તણાય છે;
જ્ઞાતી હિત માટે મુખે મોટાઇ બતાવે, પણ
કામ પડે ત્યારે દામ દામ ન દેવાય છે.
ઠરાવો કરીને ભલે કાગળે ચડાવો, પણ
દામ દામ વિના કામ નહીં સિદ્ધ થાય છે;
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે,
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૧.




જ્ઞાતી કેળવણી
જ્ઞાતી હિત
જ્ઞાતી ગરીબાઇ } ઓ શેઠજી, અમે ભૂખે મરીએ છીએ, અને આ રાતા માતા સાંઢીઆને લાડવા! જરા વિચાર તો કરો. વૃથા વૃષ્ટી સમુદ્રષુ!

શેઠજી—હે! હે! જાઓ! દૂર થાઓ! તમારા જેવા મુડદાલોને માટે અમારો માલ નથી. (સાંઢીયાને)—લીજીએ, ગોધાલાલજી આરોગીયે!

"લાખ ત્યાં લે સવા લાખ!" બોલે પણ આપે નહીં,
તેને ઉપમા "લપોડશંખ" ની અપાય છે!
અરે! શેઠીયાઓ, જરા શેઠાઇની ટેક રાખો,
બોલેલું પળાય ના, તે લવારો કે'વાય છે;
બની શકે એટલુંજ ફરજ વિચારી કરો,
નહીં તો ન બોલવામાં સાર સમજાય છે;
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે,
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૨.

નોકરીને માટે શેઠ જાતી ભાઇને બોલાવે,
છાપામાં છપાય નામ, તેથી હરખાય છે;
ભૂલે ચુકે કોઇ જાય, શેઠ પાસે ફેરા ખાય,
"આજ નહીં, કાલ!" એમ રોજ ધકેલાય છે;
એવી રીતે ધંધા માટે આશા ભર્યા જાય ઘણા,
શેઠને તે ભીખ માગનાર સમજાય છે!
જાતી અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે
જ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૩.

ખુશામત કરે તેને શેઠીયા ખુશીથી રાખે,
"હાંજી હાંજી" બોલે તેનો બેડો પાર થાય છે;
કામ કરનારાઓની કદર કરાય નહીં,
માખણ લગાડનારા શેઠને સોહાય છે;
એજ એક મોટી [1]ખામી ભાટીયાઓમાં દેખાય,
દૈવનો છે દોષ! તેમાં શેઠ નિરૂપાય છે!
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે.
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૪.

લાખો લેખે પૈસા મળ્યા પર ઉપકાર માટે,
અફસોસ!. મોજ શોખ માટે વપરાય છે!
કેટલાક ધર્મ-ઘેલા મંદીરોમાં ખૂબ હોમે,
તેથી નીચ પાખંડીને પાપીઓ પોષાય છે!

---

૧. માખણ લગાડવાની ખામી.

કસ્તુરીને કેસર ત્યાં ઘંટીએ દળાય, હાય !
ધર્મ નામે ધનનો ધૂમાડો ત્યાં ધમાય છે;
જાતી અભિમાન ધરી જ્ઞાતીહિત કામ કરે,
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૫.

ધર્માદાના ખાતા જુઓ શેઠીયાના ચોપડામાં,
મંદીરોને મ્હારાજોની ભેટોથી ભરાય છે:
નાથજીની ભેટ ! ભેટ દ્વારકાંની ભેટ ! વળી
ગોકુલ મથુરાંજીનાં લાગા ચુકવાય છે;
દાઉજીની ભેટ ! લાડુ બેટીજીની ભેટ ! મોટી
હવેલીમાં થેલીઓની થેલી ઠલવાય છે !
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે,
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૬.

મ્હારાજો ને મોટા માળા ! વહુજીને મોતી માળા !
લાલજી ને બેટીજીનાં લાડ પુરાં થાય છે:
સમાધાની, મ્હેતા અને મુખીયાને મીઠું મોઢું !
લટ્ટપટ્ટ ચોબાજીના ઓજરાં ભરાય છે;
ઘેર છોરૂ ઘંટી ચાટે, ચોદ્દાઓને ચકાચકી !
હૈયાફૂટા શેઠીયાને તે ના સમજાય છે;
જાતી અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે,
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૭

ફૂલ ઝાડ પાણી વિના તાપથી સુકાઇ જાય,
થોર ને બાવળ ખુબ પાણીથી પોષાય છે !
જ્ઞાતિબંધુઓ ઘણાક ગરીબાઇમાં રીબાય,
સાજા તાજા સાંઢીયા પુષ્ટીક પાક ખાય છે !
ઉરમાં ઉતારીને વિચારી જુઓ તો જણાય,
દ્રવ્યનો દેખીતો કેવો દુરૂપ્યોગ થાય છે!
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે.
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે.

શેઠ તે જે દ્રવ્ય થકી દુખિયાના દુઃખ ટાળે,
શેઠ તે જે શેઠાઇમાં નહીં છલકાય છે;
શેઠ તે જે અંતે નિરાધારને આધાર આપે,
શેઠ તે જે મોટાઇમાં નહીં મલકાય છે;
શેઠ તે જે આપ બંજે કોમનું કલ્યાણ કરે,
શેઠ તે જે સેવક સ્વદેશનો કે'વાય છે;
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે.
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૯.

પારસી, મુસલમાન, અન્ય પરદેશીઓમાં,
જાતિ અભિમાન કેવો જાગતો જણાય છે;
મીલોને ઓફીસોમાં પોતાની જાતવાળા રાખે:
ભાટિયાની મીલોમાં ન ભાટિયા રખાય છે;
જાતી અભિમાન થકી જાપાનીસો કેવા જાગ્યા !
જાતી અભિમાન વિના ચડતી ન થાય છે;
જાતી અભિમાન ધરી જ્ઞાતીહિત કામ કરે,
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે. ૧૦.

જાતી અભિમાન થકી જ્ઞાતીની ઉન્નતી થાય.
જાતી અભિમાનથી લાચારી દુર થાય છે:
જાતી અભિમાન થકી દેશનો ઉદય થાય,
જાતી અભિમાન થી સ્વતંત્રતા સધાય છે:
જાતી અભિમાન થકી હોમરૂલ દુર નથી,
જાતી અભિમાન થકી જગત જીતાય છે:
જાતી અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે,
તેજ ખરો શેઠ સાહુકાર કહેવાય છે ૧૧.

શેઠીયા જે થઇ ગયા કીરતી કમાઇ ગયા;
આજ ઇતિહાસમાં અમર ઓળખાય છે;
ધન્ય ! શેઠ ૧ લક્ષ્મીદાસ, ૨ ગોકુલ. ૩ મથુરાંદાસ.
ખટાઉ મકનજી. ૪ વિશનજી શોભાય છે:
ગોરધનદાસ શેઠ ૫, જેરામ સોઆલી શેઠ, ૬
જ્ઞાતી હિત માટે ભાગ આપેલો જણાય છે:
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે.
તેજ ખરો, શેઠ શાહુકાર કહેવાય છે. ૧૨.

---

૧. શેઠ લક્ષ્મીદાસ ખીમજી. ૨. શેઠ ગોકલદાસ તેજપાલ.
૩. શેઠ મથુરાંદાસ લવજી. ૪. શેઠ વિશનજી ખીમજી.
૫. શેઠ ગોરધનદાસ ખટાઉ. ૬. શેઠ જેરામ શીવજી સોઆલી.

ધનમાલ અંતકાળે છાતીયે બંધાય નહીં,
જીત્યો, જેની હૈયાતીમાં હાથે ખરચાણ છે;
માટે શાણા શેઠીઆઓ, વાંચીને વિચાર કરો.
પર ઉપકારથી પરમ સુખ થાય છે;
જ્ઞાતી હિત હૈયે ધરે; ગરીબોની વ્હારે ચડે:
જન્મ એવા શેઠનો સફળ સમજાય છે;
જાતિ અભિમાન ધરી જ્ઞાતી હિત કામ કરે,
કહે દેવીદાસ ખરો શેઠ તે કે'વાય છે

## मुंबइ भाटिया मित्र मंडळ.

સંવત ૧૯૭૨ ની જળકતી જ્યોતી.

## "દીશે દીવાનો ખરે!"

### છપય.

છે મંડળ મન હરણ, હરણ વળી તે તન ધનનો,
પણ ભોગી નહીં લેશ, વેષ જોગી તે વનનો;
કરે અહાર તે અલ્પ, અહોનિશ વન ફળ જળનો.
તજી સ્વાર્થ, પરમાર્થ કરે તે કામ સકળનો;
બસ, એક રટણ હૃદયે ધરી, રાત દિવસ ભમતો ફરે,
દાસ કહે દુનિયા વિષે, દીસે દીવાનો ખરે!

## "भाटिया प्रकाश"ना आधिपतिने धन्यवाद!

### મનહર છંદ.

કમર કસી કરીને કામનું કલ્યાણ કરે,
અંધકાર ટાળી કરે અંતરે ઉજાશ છે;
અનીતિ ખંડન કરી નીતિનું મંડન કરે,
દાંભીકતા દાબી કરે પોગળ પ્રકાશ છે;
કલમરૂપી કટાર, ધરી સત્યતાની ઢાલ,
કુસંપ, કુચાલ, કલેશ કાપી કરે નાશ છે;
જ્ઞાતી હિત માટે લડે, દેખી દેવીદાસ કહે,
ધન્ય! દામોદર,[1]. ધન્ય! "ભાટિયા પ્રકાશ" છે;

---

૧. દામોદર રવજી પુરેચા.

# कॉन्फरन्स.

કોન્ફરન્સ. થી શુ ફાયદા થાય છે. તે હાલના વખતમાં સમજાવવું પડે તેમ નથી. કારણ કે આજકાલ કોન્ફરન્સો સાધારણ થઇ પડી છે, અને તેથી થતા ફાયદા પણ જનસમાજને માલમ પડે છે. ભ્રાતૃભાવ તથા દેશભક્તિનો પણ તેનાથીજ ઉદ્દ્ભવ થઇ શકે છે, જ્ઞાતીનો તથા દેશનો ઉદ્ધાર પણ તેનાથી થઈ શકે છે. આપણને આપણી કોન્ફરન્સોથી શું લાભ થયો છે તે પણ જણાઇ આવે છે. આપણે, આપણાથી જુદા પડેલા જ્ઞાતીભાઇઓ ક્યાં ક્યાં વસે છે, તેઓનો પહેરવેષ કેવો છે, તેઓની રહેણી કરણી કેવી છે તેઓનો સ્વભાવ તથા વર્તન કેવાં છે ઇત્યાદી, ઘણી બાબતો જાણી શક્યા છીએ અને તેઓ આપણને ઓળખી શક્યા છે. અને હવે પછી આપણા અન્ન ફળઆહારી પંજાબી, મુલતાની, સિંધી તથા અન્ય ભાઇઓ સાથે ખાણી પીણી તથા વરણી પરણીનો વહેવાર અરસપરસ લાંબા વખત થયાં તૂટી ગયો છે તે પાછો ચાલુ થવાનો મોટો ફાયદો પણ આવી કોન્ફરન્સો થકીજ મેળવી શકશું. તથા જે ભાઇઓમાં અભક્ષાભક્ષ કરવાની રીત ચાલુ છે તેઓને તે રીત હમેશને માટે છોડાવી આપણી સંઘમાં લઈ આપણું જુથ્થ અગાઉ જેસલમેરના વખતમાં જે ઐક્યતા ધરાવતું હતું તે પ્રમાણે તમામ દેશનાં ભાટીયાઓને એકજ **ભાટીયા** સંજ્ઞાથી ઓળખવાના અમુલ્ય લાભ પણ આ કોન્ફરન્સોથીજ પ્રાપ્ત કરી શકશું.

આ કોન્ફરન્સો વિષે મારે જે કહેવાનું છે તે એ છે કે આપણે દરેક કોન્ફરન્સોની બેઠકો વખતે કરવા ધારેલા ઠરાવોની મોટી ટીપ રજુ કરી ઠરાવો પસાર કરી કાગળે ચડાવ્યા જઇએ છીએ, અને અમલમાં આણતા નથી, તે તદન નહીં ઇચ્છવાજોગ છે. અને એવી રીત જો ચાલુ રહેશે તો પછી કોન્ફરન્સનો વક્કર જતો રહેશે. પ્રત્યેક કોન્ફરન્સમાં એક યા બે ઠરાવ મુકવા, તે પસાર થયા પછી તેનો અમલ જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી બીજન નવો ઠરાવ રજુ કરવો નહીં, પણ થયલા ઠરાવનો અમલ થયો છે કે નહી તથા તેને અમલમાં આણવામાં શું શું નડતરો વચ્ચે આવે છે, વગેરે બાબતોની ચર્ચા તે પછીની કોન્ફરન્સોમાં થવી જોઇએ અને જે મુશ્કેલીઓ નડતી હોય તે દુર કરવી જોઇએ; એવી રીતે એક એક બાબતનો નિકાલ કરવામાં આવે તોજ કાર્ય ઘણું સુગમ થઇ પડશે. આશા છે કે આપણી કોન્ફરન્સનાં આગેવાનો આ અલ્પ સુચના ઉપર ધ્યાન આપી ઘટતું કરશે.

# પહેલી હિંદ સમસ્ત ભાટિયા કોન્ફરન્સ—કરાંચી.

(સંવત ૧૯૭૦ ના માગસર. ઇ. સ. ૧૯૧૩ ના ડીસેમ્બર.)

## સિંધીભાઇઓને ધન્યવાદ !

### મનહર છંદ.

ભાટિયા વૈશ્ણવો મહારાજોને પધરાવી ઘરે,
ચર્ણ સ્પર્ષ કરી ભેટ લાખોની ધરાવી છે.
કરાંચીનાં ભટ્ટીઓને શ્રી "વલ્લભ !" શું આ સુજ્યું !
મહારાજને સાટે મહાદેવી પધરાવી છે;
ચર્ણમાં નમન કરી ભેટ તો અમુલ્ય ધરી,
તન, મન, ધન અર્પી, દેવીને દીપાવી છે,
ધન્ય ! સિંધી વીરો, તમે ક્ષત્રી તેજને વધારી,
કરાંચીમાં કોન્ફરન્સ દેવી પધારવી છે. ૧
એ દેવીનાં પ્રતાપથી. દુર દુર દેશમાંથી,
ભટ્ટીઓની ટોળી રૂડાં ડ્રેસ પ્હેરી આવા છે,
વર્ષોથી વસેલા છેટા, બાથ ભીડી હોંસે ભેટ્યા,
અંતરની ઉરમીઓ ઉરે ઉભરાતી છે;
મ્હારાજોની સેવા થકી કશો નહીં લાભ થયો,
મ્હાદેવીની ભક્તિ હવે ભટ્ટીઓને ભાવી છે;
ધન્ય ! સિંધી વીરો, તમે ક્ષત્રી તેજને વધારી,
કરાંચીમાં કોન્ફરન્સ દેવી પધરાવી છે. ૨
અંધ ચક્ષુ ખુલી ગયા, કર્ણ તો સચેત થયા,
"ભાટિયા પ્રકાશ" થકી પુર્ણ જ્યોતી આવી છે;
"કિસીકા સુનનો નાંહી !" "કિશીકું કહેનો નાંહી !"
મ્હારાજોએ વૈશ્ણવોને વિદ્યા એ ભણાવી છે;
અરે ! ભોળા ભાટિયાઓ ! જ્ઞાન ચક્ષુ ખોલી જુઓ !
આંખ, કાન, મ્હોડે, તાળું ઠોકી, મારી ચાવી છે !
ધન્ય સિંધી વીરો, તમે ક્ષત્રી તેજને વધારી,
કરાંચીમાં કોન્ફરન્સ દેવી પધરાવી છે. ૩

સન ઓગણીસ તેર, ડીસેંબર માસ માંહિ,
કૃપાળુ દેવીની પધરામણી કરાવી છે;
દિન ત્રણ સુધી તેની સેવામાં અનેક ભક્તો,
એક ચિતે ધ્યાન ધરી ધરાને ધ્રુજાવી છે;
મુખિયાજી,[1] લક્ષ્મીદાસે,[2] લક્ષ દેવીમાં લગાવી,
આરતિ ઉતારી, સૌને પ્રસાદી વ્હેંચાવી છે:
ધન્ય! સિંધી વીરો, તમે ક્ષત્રી તેજને વધારી,
કરાંચીમાં કોન્ફરન્સ દેવી પધરાવી છે. ૪

ફોજ[3] ભટ્ટીઓની, સરદારી કીકલાની[4] ગૃહી,
જનો ને જણુઓ, જાણે જંગ જીતી આવી છે;
ઝવેરી[5] ને મોરારજી[6] જેવા જેના ઉપાસકો,
પમાણીની[7] પુર્ણ ભકિત ભલી ભાતે ભાવી છે;
અન્ય બે હજાર ભક્તો ભાવ થકી ભેળા મળ્યા,
અંતરમાં ઇચ્છા સૌને સંપ તણી આવી છે;
ધન્ય! સિંધી વીરો, તમે ક્ષત્રી તેજને વધારી,
કરાંચીમાં કોન્ફરન્સ દેવી પધરાવી છે.

દેવીની છે ઇચ્છા એવી, સર્વ ભટ્ટીઓને શોધી,
દેશે દેશ અદ્દશ્ય રહી, ઐકયતા કરાવી છે;
બીજી ઇચ્છિા, કોમતણી કથા તવારીખ લખી,
વસ્તીને વધારવાની જયોતી પ્રગટાવી છે;
કન્યા વિક્રય, બાળ લગ્ન તથા વળી વૃદ્ધ લગ્ન,
સર્વના નિષેધ તણી ઇચ્છા દરશાવી છે,
ધન્ય! સિંધી વીરો, તમે ક્ષત્રી તેજને વધારી,
કરાંચીમાં કોન્ફરન્સ દેવી પધરાવી છે.

---

૧ પ્રમુખ. ૨ લક્ષ્મીદાસ રવજી સંપટ, બેરીસ્ટર. ૩ વોલંટીયરો. ૪ ગોરધનદાસ કીકલા. ૫ મથુરાંદાસ રામચંદ ઝવેરી ૬ મોરારજી સુંદરજી. ૭ ગોરધનદાસ દામોદર પમાણી,

મુંબઇમાં આજકાલ, ભેદ ભટ્ટીઓમાં ભાળી,
દિલે દિલગીરી ઘણી દેવીએ બતાવી છે.
નવા, જુના, "પોટીસીઆ,"[૮] હરદ્વારી ને વિલાતી,
પુનર્લગ્નવાળા, એમ જ્ઞાતિ વિખરાવી છે;
ભેદ ભાવ ભાંગી નાંખો, ભ્રાતૃ ભાવને ભજાવો,
ભટ્ટીઓને એક ભાણે ખીર ખાંડ ખાવી છે;
ધન્ય ! સિંધી વીરો, તમેં ક્ષત્રી તેજને વધારી,
કરાંચીમાં કોન્ફરન્સ દેવી પધરાવી છે. ૭.

જ્ઞાતીમાં અંધેર થકી, ઠેર ઠેર ચાલે છકી,
જેને જેમ ફાવે તેમ કુચાલો ચલાવી છે;
એકની પરણે બીજો, મોચણને વળી ત્રીજો,
જ્ઞાતીમાં કુસંપ થકી ભ્રષ્ટતા ભરાઈ છે!
આ મહા દેવીને પધરાવો હવે મુંબઇમાં,
ભાંગ તૂટ સાંધવાની વાત સૌને ભાવી છે;
માટે ભટ્ટીભાઇઓ સાથે મળી સેવો મહાદેવી,
એવી આશ, તે દેવીના દાસે દરશાવી છે. ૮

---

## बीजी हिंद समस्त भाटिया कोन्फरन्स—मुंबई.

## ભાટિયા ભાઇઓને વિનંતી.

( સંવત ૧૯૭૨ ના માગસર. ઈ. સ. ૧૯૧૫ ના ડીસેમ્બર. )

### દુહો

કડવા હોજો લીંમડા, શિતળ હોજો છાંય,
બાન્ધવ હોય અબોલડા, તોય પોતાની બાંય.

### હરીગીત છંદ.

પ્રિય બંધુઓ હવે શું જુઓ, ઉઠો ગ્રહી શમશેરને,
કસી કમર કહાડો કોમનાં કુસંપ ને અંધેરને;
સજી સંપને વળી સ્નેહથી સંબંધીઓને લાવજો,
મુંબાઈ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૧

---

૮ પ્રોટેસ્ટ ઉઠાવનારા.

જુના નવા પ્રોટેસ્ટંટો, પ્રેમથી કાઢી કજીઓ,
ખોટી કરો ના એક પળ; મીટીંગ તો મોટી ભરો:
વળી ખબર તેનાં દેશ દેશે ભટ્ટીઓને કહાવજો,
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો, ૨.

વિખવાદને વાંધા વગોણાં, મૂળમાંથી બાળજો,
વળી ટાળજો ટંટા તમારા કલેશનેજ મટાડજો.
ગત વાતને વિચારીને વિસારીને વિસરાવજો,
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૩.

હરકોઈને લ્યો હારમાં, તજો ખ્યાલ જાતી બ્હારનાં,
છે શુધ્ધ ભટ્ટી જાતનાં, વળી શુધ્ધ છે આચારનાં:
વિલાતીઓને સાથ લાવી આ સભા શોભાવજો.
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૪.

મેવાડીઓ, મુલતાનીઓ, વળી ભટ્ટી જેસલમેરનાં.
શિઆલકોટી, સિંધીઓ, શોધો વળી ચોમેરનાં:
જ્યાં હોય ત્યાંથી બાથ ભીડી સાથ તેડી લાવજો.
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૫.

બહુ રાંક બાળાઓ ગુલામી રીતથી વેચાય છે.
કજોડથી કાયા ગુલાબી ખીલતી કરમાય છે:
નઠારથી આ નીચ રૂઢીને જરૂર તજાવજો.
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૬.

વળી બાળલગ્નોથી બિચારા બાળકો રીબાય છે.
બળ બુદ્ધિ વિણુ બેહાલ થઈ બહુ રોગથી પીડાય છે:
એવા નઠારા ચાલને તો આ નકે તોડાવજો.
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૭.

બહુ બાળ વિધવાઓ બિચારી અંતરે અકળાય છે.
કુહાડાથી કોમળ વેલીઓ, હા! પગ તળે કચડાય છે:
તે ન્યાય દ્રષ્ટીથી નિહાળી ને નિવેડો લાવજો.
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૮.

ઘરડા ઘણેરી ગાંઠવાળા ઘર કરે બાળા વરી!
હા! અલ્પ સુખ સારૂ બગાડે જીંદગી અબળા તણી!
તેઓ તણી આ ટેવને સમજાવીને છોડાવજો,
મુંબઈ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૯

ખાંઠા વળી પૈસા વિના, "વહુ વહુ" કરી બહુ રોય છે,
જ્યાં ત્યાં જઈ ભટકી ફરે આયુષ્ય અમુલી ખોય છે:
પલ્લાં તણી વર્ગી રકમને ઘટવાવા ઠીક ઠરાવજો,
મુંબઈ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૧૦.

હવેલીઓ બગડેલી, ઓ! જ્યાં બહુ અનીતિ થાય છે.
વળી ધર્મ નામે ત્યાં ધતીંગો, ભ્રષ્ટતા ભજવાય છે:
એવા અધર્મોને ઉખેડી (સુધર્મને ફેલાવજો,
મુંબઈ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૧૧.

વળી ધનતણી બહુ થેલીઓ હવેલીઓમાં જાય છે,
અલમસ્ત અંધા આખલા, ત્યાં સુખ ખાંતે ખાય છે:
તે ધન બધું અટકાવીને વીદ્યાલયોમાં વાવજો,
મુંબઈ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૧૨.

વિદ્યાલયો, ગ્રંથાલયો, ઉદ્યોગશાળા સ્થાપજો,
ત્યાં ભટ્ટીઆળા બાળકોને જ્ઞાન રૂડું આપજો,
છે ઉદય તેમાં આપણો, તે લક્ષ માંહે લાવજો,
મુંબઈ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૧૩.

સન પંદરે, ડીસેંબરે, ઓતેરનાં શુભ માગસરે,
ધન્ય ભાગ્ય! મુંબઇ વાસીઓનાં ભટ્ટીઆનાં છે ખરે;
તે અવસરે તેડાં કરી તમામને તેડાવજો,
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૧૪.

આ કોન્ફરન્સની સાથ દેવી કોન્ગરેસ પધારશે,
ભાવીક ભગતો ભલ ભલા, ત્યાં ભાવથી ભેળા થશે;
સોનેરી તક દર્શન તણી, તેને નહીંજ ગુમાવજો,
મુંબઈ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૧૫.

જ્ઞાતી તણાં શુભેચ્છકો, અગ્રેસરોને આ સમે,
આ અરજ મારી ફરજ ધારીને ગુજારૂં જો ગમે;
છે આશ દેવીદાસની, એ દેવીને દીપાવજો,
મુંબઇ વિષે શુભ કોન્ફરન્સનાં માંડવામાં આવજો. ૯૯

## भाटिया कोन्फरन्स देवीनी मुंबई मध्ये पधरामणी.
## तेनां दर्शनार्थे भट्टीभाईओनो भरातो मोटो मेळो.

### (દોહરો.)

"ઓલ ઇન્ડીયા ભાટિયા કોન્ફરન્સ" ભરાય,
મુંબઈ મધ્યે ભટ્ટીઓ ભાવે ભેગા થાય.

### મનહર છંદ.

જુઓ જુઓ ભાઇ આજ ભટ્ટીઓ ભેગાઈ સાથ,
હાથમાં મિલાવી હાથ કેવા હરખાય છે!
કલેશ મુખ કાળું કરી, દ્વેષને દબાવી વળી
કુસંપને કહાડી મેલી સંપમાં જોડાય છે;
ઓહો! મારા ભાઈ આજ આવે હૈયે હેત ધરી,
ભેટવાની ઇચ્છા સૌને ઉરે ઉભરાય છે;
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીનાં મંદીરે સહુ,
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેગા થાય છે. ૧.

કોઇ દોડે, કોઈ ઘોડે, કોઇ વળી ગાડી ઘોડે,
કોઈ તો મોટરમાં બેસીને મલકાય છે;
કોઇ આવે સ્ટીમરમાં, કોઇ આવે રેલવેમાં,
કોઇ વળી જુઓ ટ્રામ ગાડીમાં જણાય છે;
ઘણાં લાંબા કાળ પછી બંધુઓની ભાળ લાગી,
દેવીની દયાથી બહુ દરથી દોરાય છે;
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીનાં મંદીરે સહુ,
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેગા થાય છે. ૨.

ડેલીગેટો, વિઝીટરો નવા નવા આવે રોજ.
જાત ભાઇ જુદા જુદા ડ્રેસમાં દેખાય છે;
કોઇ શિરે પાઘ સિંધી, પંજાબી, કચ્છી, હાલાઇ.
કોઇને તો શિરે હિંદી સાફાઓ શોભાય છે;
સિંધીને પંજાબી. હિંદી ભિન્ન ભિન્ન ભાષાઓમાં
"કયસા હે !" "કીંઆય સાંઇ!" વિવિધ બોલાય છે;
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીનાં મંદીરે સહુ,
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેળા થાય છે. ૩.

ધ્વજાઓ ધરેલી ભટ્ટી બાળકોની ફોજ ભાળો.
ભવિષ્યનાં ભટ્ટીઓનો ભલો ભાવ થાય છે;
સજ્જનો મળીને સાથે જ્ઞાતી હિત વાતો કરે.
ઐકયતાનો જુસ્સો જુઓ કેવો પ્રગટાય છે;
ટલ્લાકો કહે હરદ્વારીઓને સાથે ભેળો,
તેઓને તો જુઓ કેવો મળેલો અન્યાય છે!
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીના મંદીરે સહુ.
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેળા થાય છે. ૪.

કોઇ કહે બાળલગ્ન એકદમ બંધ કરો.
બુઢ્ઢાઓના લગ્ન થકી જ્ઞાતી ઘટી જાય છે;
કન્યનાં વેચાણ હાય! વાળો હવે આડો આંક.
બાળવિધવાઓ વળી બહુ દુખી થાય છે;
કોઇ કહે વાંઢાઓની દાદ સુણી વાર કરો.
નારી વિના જુઓ નસંતાન ચાલી જાય છે:
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીના મંદીરે સહુ,
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેળા થાય છે. ૫

ટલ્લાકો કહે પહેલાં ધર્મને સુધારો ભાઇ,
હવેલીઓ દિવાનોના કામથી ડોળાય છે:
કોઇ કહે વિદ્યા ને ઉદ્યોગનો વધારો કરો.
વેલાત-પ્રવાસ ખાસ જરૂર જણાય છે:
ભટ્ટી ઇતીહાસ. વસ્તી પત્રક તૈયાર કરી.
છપાવી ફેલાવવાની વાતો ચરચાય છે:
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીનાં મંદીરે સહુ.
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેળા થાય છે. ૬.

ઘેર ઘેર જુઓ રૂડાં તોરણોની હાર દીસે,
ધ્વજાને પતાકા રંગ બેરંગી ટંગાય છે;
દેવીનાં મંદીરની તો શોભા લાગે સ્વર્ગ જેવી,
ગાલીચા નાખ્યા મોટા હોલમાં શોભાય છે;
મુખીનું આસન ઉંચું મધ્યમાં દેખાય, વળી
સભાસદો માટે સારી બેઠકો બંધાય છે;
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીનાં મંદીરે સહુ,
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેળા થાય છે. ૭.

વોલન્ટીયરો તણી ફોજનો દમામ જુઓ,
જંગમાં જવાની જાણે તૈયારી જણાય છે!
સ્વારીની શોભા જોવાને નરનારી ટોળે મળ્યા,
પ્રમુખને જોતાં સૌનો હર્ષ છલકાય છે;
આ મહાન મેળામાં જે ભટ્ટીએ ન ભાગ લીધો,
દાખે દેવીદાસ તે અભાગિયો ગણાય છે!
ભટ્ટીઓની કોન્ફરન્સ દેવીનાં મંદિરે સહુ,
મુંબઇમાં ભાટિયાઓ ભાવે ભેળા થાય છે. ૮.

---

## भाटिया कोन्फरन्स देवीनी मुंबई मध्ये पधरामणी.
## मुंबई भाटिय मित्र मंडळने धन्यवाद!

---

### દુહો.

જનની જણુ તો હરી ભગત, કાં દાતા કાં શૂર,
નહિંતર રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.

### નારાચ છંદ.

કોન્ફરન્સ ભટ્ટીની ભરાણી પહેલી સિંધમાં,
તે દિનથી જણાય જાગૃતી સમસ્ત હિંદમાં;
મહાન માન મેળવ્યું, તે ભટ્ટી સિંધનાં મળી,
ભલી બનાવી, ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૧.

આ વર્ષ હૈયે હર્ષથી. એકત્ર ભટ્ટી ભાવથી,
મુંબઇ માંહીં મળે, મહાન દેવીનાં દેખાવથી;
કરો સહાય કાર્યમાં શ્રીમંત રંક સૌ મળી,
ભલી બજાવી, ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૨.

ઉરે ધરી ઉમંગને, સુધારે જ્ઞાતી રંગને,
ન ધારે કષ્ટ અંગને, વધાવે આ પ્રસંગને;
ઉદાર દિલથી વધારે દામ ફંડમાં ભરી,
ભલી બજાવી. ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૩.

નમીને ન્યાય નેમથી, ગણી સમાન સર્વને.
ભણી ભણાવે પ્રેમથી, હણી તમામ ગર્વને;
આ "મંડળી" થકી ઘણીક જ્ઞાતી આપદા ટળી.
ભલી બજાવી. ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૪.

ગ્રહી સુખાણુ હાથમાં, ચલાવે જ્ઞાતી નાવને,
સહી તોફાન સંકટો, ભજાવે ભ્રાતૃ ભાવને;
જોડાઈ સૌથી સ્નેહથી ને સંપથી હળી મળી.
ભલી બજાવી. ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૫.

જતા ભોગ આપીને બજાવે જ્ઞાતી–ચાકરી,
જે વર્ષ વીસથી વિચારે હિત ચિતમાં ધરી;
વખાણે કો વખોડે! તેની વાત દિલે ના ગણી,
ભલી બજાવી, ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૬.

ઘણા સમય પછી પધારે પ્રિય બંધુ દૂરથી.
આનંદ આવે અંતરે, વહેછે પ્રેમ પૂરથી;
દયાળુ દેવીએ દયાથી દાદ સૌની સાંભળી,
ભલી બજાવી, ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૭.

આ મહાન કામ હામથી ઉપાડ્યું "મંડળે"
પ્રસન્ન થઈ પધારે દેવી, મુંબઇ ડિસેંબરે;
કહેછે દેવીદાસ. એવી આશ આખરે ફળી,
ભલી બજાવી, ધન્ય! ધન્ય! "ભટ્ટી મિત્ર મંડળી." ૮.

# બીજી ઓલ ઇંડીયા ભાટિયા કોન્ફરન્સ-

## સંક્ષિપ્ત વર્ણન.

### મનહર છંદ.

કરાંચીનાં ભટ્ટીઓએ પ્હેલ કરી પછી ભાઇ,
મુંબઇનાં ભટ્ટીઓની ગવાણી છે નામનાં;
હિંદ આખો ફરી વળી, બંધુઓની શોધ કરી,
સંદેશા પોંચાડી તેડયા ભટ્ટી ગામે ગામનાં;
પરદેશ, આફ્રિકા, યુરોપ ને અમેરીકામાં,
ભૂલ્યા નથી જૂઓ, વળી ભટ્ટી અર્બસ્તાનનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં. ભેદને તજીને તમે,
એકત્ર કર્યા છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં. ૧.

વર્ષ છસોનો વિયોગ તોડી નિજ બંધુઓને,
વ્હાલથી વધાવ્યા ગણી પ્રિય જીવ જાનનાં;
પ્રેમ ભરી આંખોમાંથી, પ્રેમ પૂર્ણ આંસુ વહ્યાં,
ઉરે ઉભરાયા ઉદગાર તો ઉંડાણનાં;
ડાકટર[1] પ્રમુખ, જ્ઞાતિ દુઃખને મટાડવાને,
લાહોરથી આવ્યા ખાસ કામનાં કલ્યાણનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં ભેદને તજી તમે,
એકત્ર કર્યા છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં. ૨.

"મંડળે"[2] ભૂમંડળમાં ડંકા વગડાવી ભલો,
યજ્ઞનો આરંભ કર્યો મંગળ મંડાણનાં;
પંદર ડીસેંબરની ચોવીસ છવીસ સુધી.
વિચારો ચલાવ્યા ભટ્ટી એકત્ર જોડાણનાં;

---

૧. ડાકટર હીરાલાલ. ૨. "ભાટિયા મિત્ર મંડળ."

હિરાલાલે હેત ધરી નરોતમ શેઠ સાથે,
દીપાવ્યાછે દ્વાર મહા દેવીનાં મકાનનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં બંદને તજીને તમે,
એકત્ર કર્યા છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં, ૩.

કચ્છીને કાઠીયાવાડી, હાલાઈ ને હરદ્વારી,
સિંધીને પંજાબી, હિંદી ઉત્તરનાં સ્થાનનાં;
બનુ ને જેસલમેર, બીજા ઘણાં શહેરમાંથી,
પ્રેમથી પધાર્યાં વળી ભટ્ટી સારપાનનાં;
મુંબઇમાં જાણે મોટી "જાતરા"[3] ભરાણી હોય,
એમ સહુ મળ્યા ખ્યાલ છોડી અભિમાનનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં બંદને તજીને તમે,
એકત્ર કર્યાં છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં. ૪

કોમને કાતીલ રોગ કાયામાં પ્રવેશ થયા,
કુસંપ, કુચાલ, કર કન્યાનાં વેચાણનાં!
લગ્ન લઘુ બાળકોનાં, વળી ઘણાં વૃદ્ધતણાં,
પ્રસુતીને બાળમર્ણ દીસે છે એંધાણનાં!
કન્યા વિના કુંવારાઓ, બાળ વિધવાઓ તેમ,
એજ મૂળ કારણો છે કોમનાં ભ્રસાણનાં!
ધન્ય! ભટ્ટી મુંબઇનાં બંદને તજીને તમે.
એકત્ર કર્યા છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં. ૫.

ભાષણોથી ભાઇ! ભાઈ! ગળાંઓ દબાઇ ગયાં,
જય ઘોસ ધ્વનીએ તો ફાડયાં પડ કાનનાં.
તાળીઓથી હાથ લાલ થયા તો ગુલાલ જેવા,
ગુંજી રહ્યા ધામ "એમપાયર"[4] મકાનનાં;
શોળ શણગાર સજી નારીઓ જોવાને આવી,
સભાને શોભાવીને વધાર્યા ભટ્ટી નામનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં બંદનો તજીને તમે,
એકત્ર કર્યાં છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં. ૬.

૩. યાત્રા. ૪. એમ્પાયર થીએટર.

લક્ષ્મીદાસે[5] ભાષણોથી જીત્યા મન જન તણાં,
"વાડામાંથી છૂટ્યા હવે સિંહ થયા રાનનાં,"
"હડકુતા હાંકો ને કાકુને રોતાં રાખો" એમ,
માત દિલ ડરાવે છે સિંહનાં સંતાનનાં;
કલ્યાણજી[6] બારીસ્ટર તેનો જુઓ લેક્ચર,[7]
વિંધી નાખ્યા જેણે દિલ શ્રોતાઓ તમામનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં ભેદને તજીને તમે,
એકત્ર કર્યાં છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં; ૭.

ધન્ય! મનુ સુબેદાર, અન્ય મનસુખા છોડી,
વિદ્યાને વધારીને વધારી કોમ નામનાં;
નેગી દરવાનસીંગ જીત્યો ચાંદ જંગ તણો,
ધન્ય યોધા ભાટિયા! યુરોપનાં મેદાનનાં;
ભટ્ટિ યદુવંશીઓની વંશની [8]વંશાવળીમાં,
પૂર્વજોનાં ચરિત્ર પ્રકાશે ભટ્ટી ભાણનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં ભેદને તજીને તમે,
એકત્ર કર્યાં છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં. ૮.

સ્વયં સેવકાતણી સેવા તો ભૂલાય નહીં.
ખડે પગે રહ્યા, ભોગ છોડી ખાન પાનનાં!
"મનોરથ"[9] પૂરા થયા માધવનાં' બાગમાંહે,
પ્રેમથી પ્રસાદ પામ્યા પ્રમુખના માનનાં;
આવતી નાતાલમાં પધારજો લાહોરમાંહે,
દાખે દેવીદાસ દિલ કરી એક તાનનાં;
ધન્ય! ભટ્ટી મુંબઇનાં ભેદને તજીને તમે,
એકત્ર કર્યાં છે એમ ભટ્ટી હિંદુસ્તાનનાં, ૯.

---

૫ લક્ષ્મીદાસ રવજી ૬. કલ્યાણજી મોરારજી
૭. ભાષણ. ૮. પરશોતમ જેઠા, સોઆણીની બનાવેલી વંશાવળી.
૯. માધવ બાગમાં પ્રમુખના માનમાં ફળાહારનો મેળાવડો.

# ત્રીજી હિંદ સમસ્ત ભાટિયા કોન્ફરન્સ,—લાહોર.

## ભાટિયા ભાઈઓને આમંત્રણ.

### દોહરો.

ભટ્ટી હિંદ સમસ્તની, પરિષદ આ ભરાય,
નર નારી લાહોરમાં, હળી મળી હરખાય.

### હરિગીત છંદ.

આ લોકમાં મત લોકનાં કદી એક તો મળતા નથી.
વાણી વળી સહુનાં વિચારો છેક તો ભળતા નથી;
પણ જ્ઞાતી હિત માટે તમારાં હૃદય એક બનાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૧.

પરિણામ એવા કામનાં ઝટ બ્હાર તો પડતા નથી,
રોપાયલાં બી આજનાં ફળ આજ તો ફળતા નથી:
ધરી ધૈર્યને વળી ખંતથી મજબુત મૂળ મચાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૨.

કોન્ગ્રેસનાં શુભ કાર્યથી આ આર્ય દેશ વિષે જૂઓ.
કીધા અને કરશે સુધારા દેશનાં હિતેચ્છુઓ:
છે ઐકયતાથી ઉદય, તે તો લક્ષ માંહે લાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૩.

કરવા સુધારા ધ્યાનમાં, ધરવા ઠરાવો હાથમાં.
પણ જેટલા પાળી શકો. સંપી કરો સૌ સાથમાં;
ભાખી મુખેથી ભાષણો. નહીં કાગળો ચીતરાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૪

કહેવું મુખેથી સ્હેલ છે, કરવું બહુ મુસ્કેલ છે,
કરીને બતાવો જે ઠરાવો કાગળે નોંધેલ છે;
દિલ દૃઢ કરી સાથે મળી તે અમલમાં મુકાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૫.

ઝુદા પડ્યાથી શું થયું? શું વેર વધવાથી વળી?
થડ એકમાંથી ડાળીઓ ફૂટી અને ઝુદી પડી;
શ્રી કૃષ્ણ રૂપી વૃક્ષમાં સૌને સમાન સમાવજો.
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૬.

પહેલે પગે જાગૃત થયા, બીજે બહુ બળીયા બન્યા,
ત્રીજે હવે જઈ તોડજો. ભય, ભેદ શત્રુ જે નડ્યા;
એકત્ર થઈને ભટ્ટીનું મજબૂત જુથ્થ જમાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૭.

ન્યાતી વિષે વાંધા વગોણા હોય ગામે ગામમાં,
મત ભેદ ભાઈ ભાઈમાં દેખાય ધામે ધામમાં;
આ બાબતો આવે સમે આ સ્થાનમાં નહીં લાવજો.
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૮.

રોટી અને બેટી તણો વહેવાર બેઠીને કરો.
પરિશ્રમ આ પરિષદ તણો પરિપુર્ણ પાર પડે ખરો;
છે એક લોહી ક્ષત્રીનું તે ભટ્ટી નામ ગજાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૯.

લગ્નો વિષે સખલૂટ ખર્ચો છૂટ હાથે થાય છે,
વળી લાઈટ ઈંગ્લીશ બેંડમાં પૈસા ઘણા ખર્ચાય છે;
એવો ધુમાડો ધન તણો એળે થતો અટકાવજો.
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૧૦.

યાત્રા વિષે અગણીત નાણા જે વૃથા વપરાય છે.
અલમસ્ત એદી આળસુનાં ઓજરાં ઊભરાય છે;
દુરૂપયોગ એવો દ્રવ્યનો બિલકુલ બંધ કરાવજો.
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો, ૧૨.

છે ધર્મ પહેલાં ધનીકનો આ કાર્ય પાર ઉતારવું;
અટકાવી ખોટા ખર્ચ ન્યાતી ક્ષેત્રમાં ધન વાળવું;
ઉદ્યોગ વિદ્યાની વિષે ઉદાર હાથ લંબાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો, ૧૩.

મુંબઇ વિષે મોટી હવેલી[1] જે નવી ખોલાઈ છે,
તે કૃષ્ણ કુળનાં બાળકોને સ્નેહથી સોંપાઈ છે;
એવી હવેલી ઠામ ઠામે ખંતથી ખોલાવજો.
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૧૩.

સૌ સહાય, તન, મન, થઈ, આ કાર્યમાં મળીને કરો.
અતિ ઉંઘ આળસ અજ્ઞતાને અંધ શ્રદ્ધા પરહરો.
અંતર તણી શુદ્ધ લાગણીથી ભ્રાતૃ ભાવ ભજાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૧૪

આ પોષમાં યાત્રા ભરાશે ભટીની લાહુરમાં,
ઉત્સાહથી નરનારીઓ ભેળા થશે ભરપુરમાં,
સાથે મળી સૌ સ્નેહથી આ સમયને શોભાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૧૫

આ દેશની ચડતી તણા ચિન્હો રૂડાં દેખાય છે,
સ્વદેશ ભક્તિ એકયતાનાં ઉત્સવો ઉજવાય છે;
છે અરજ હેતીદાસની સૌ ફરજ પુર્ણ બજાવજો,
લાહોરમાં પરિષદ વિષે પરિપુર્ણ પ્રેમે આવજો. ૧૬

---

## चोथी हिंद समस्त भाटीया कान्फरन्स कलकत्ता.

(સંવત ૧૯૭૪ ના માગસર, ઈ. સ. ૧૯૧૭ ના ડીસેમ્બર.)

## કોન્ફરન્સના નામથી ભડકતા ભાટીયા ભાઇઓને વિનય પુર્વક વિનંતી.

### દોહરો.

કડવા હો જેના લીંબડા, શીતળ હો જેની છાંય,
બાંધવ હોય અબોલડા, તોય પોતાની બાંય.

(નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ રાગ.)

નહીં એવો અવસર આવે સદાઈ, તમે કેમ બેસો મારા ભાઈ!—એ ટેક.
ક્રોસ હજારોથી હોંસ ધરીને આવે છે તમ ઘેર ભાઈ,
હાથ જોડી "જે ગોપાલ" કરીને વ્હાલથી લેજો વધાવી,— નહીં એવો. ૧.

---

૧. મ. ક. નાથા ભટિયા હાઇસ્કુલ.

# परदेश गमन विषे.

## ભાટિયા શેઠીયાઓની વિલાયતની મુસાફરી

( સં. ૧૯૭૫ ના ચૈત્ર સુદ ૧૩ ને શનીવાર, તા ૧૯ મી એપ્રીલ, ઇ. સ. ૧૯૧૯.)

(સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે !—એ રાગ.)

શુરવીર ભટ્ટી રણધીર નીંદને ત્યાગી,
પરદેશી ફાવી જાય, જુઓને જાગી;
ક્ષત્રીપદ છોડી, ખેર ! બન્યા વેપારી !
બેઠે કર જોડી ઘેર ! વધે લાચારી;
હિંમતથી આગળ વધો, વ્હેમને મુકો,
શ્રી કૃષ્ણ તણી છે સ્હાય, સમય ના ચૂકો. ૧.

શ્રીમંતાની છે સ્હાય, હવે ના ડરતા,
કસી કમર થાઓ તૈયાર, દીન દુ:ખ હરતા;
વિલાયત જઇ વેપાર જમાવો સારો;
કરી ભટ્ટી નામ વિખ્યાત, વિજય વિસ્તારો;
છે સફર સબળ નિર્ધાર, વ્હેમને મુકો,
શ્રી કૃષ્ણ તણી છે સ્હાય, સમય ના ચૂકો. ૨.

છે શેઠ [૧] ગોરધનદાસ, [૨] પમાણી પાસે,
શેરીફ [૩] નરોતમ, [૪] તુલસીદાસ પ્રવાસે;
ઓગણીસ, એપરીલ, તેર, શનીની સાંજે,
પી. ઓ. ની સ્ટીમર મેલ "માલોજા" ગાજે;
મુંબઇથી પંથે પડયા, વ્હેમને મુકો,
શ્રી કૃષ્ણ તણી છે સ્હાય, સમય ના ચૂકો. ૩.

---

૧. ગોરધનદાસ ખટાઉ  ૨. ગોરધનદાસ દામોદર પમાણી.
૩. નરોત્તમ મોરારજી  ૪. તુલશીદાસ ગોરધનદાસ

રસોઈ સોઇ સૌ કરી, ધર્મ નવ ત્યાગે,
ઉત્તમ વ્યવસ્થા કરી, બાધ નવ લાગે,
આવી પ્હોંચ્યા એડન, દિન બુધવારે,
શુદ્ધ સ્નાન કરી નિજ ધર્મ કર્મ સંભારે;
દાસે દીઠા સૌ સાથ, વ્હેમને મૂકો,
શ્રી કૃષ્ણ તણી છે સ્હાય, સમય ના ચૂકો. ૪.
મધરાતે ત્યાંથી સુખે સિધાવ્યા સાથે,
આપ્યા છે શુભ આશિષ જગતના નાથે;
આ સમય હવે છે દેશાટણ કરવાનો,
ઉઠોને આળસ તજો, ભટ્ટી સુજાનો;
ભય, અંધ શ્રધ્ધા, અજ્ઞાન, વ્હેમને મૂકો,
શ્રી કૃષ્ણ તણી છે સ્હાય, સમય ના ચૂકો, ૫
વિલાયત દેશ નરેશ તણી સમ દ્રષ્ટી,
ઉધ્યોગ અને વેપાર તણી કરો વૃષ્ટી;
નિજ જ્ઞાતીનાં રિવાજ કાપો હોય કષ્ટી,
સુધરાઈ કરી કુધરાઈ તણી કરો નષ્ટી;
છે દેવીદાસની આશ, વ્હેમને મૂકો,
શ્રી કૃષ્ણ તણી છે સ્હાય, સમય ના ચૂકો. ૬.

## પરદેશ ગમનને ઉત્તેજન.

( સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે—એ રાગ )

ચડી જાઓ સૈન્યની સાથ હિંમત નવ હારો.
ખચીત જીત છે જુઓ જણાય કિનારો,
કસી કમર નામ કરી અમર જ્ઞાતીને તારો,
વેપાર વિદ્યાની સાથ ઉધ્યોગ વધારો.
યુરોપ ખંડમાં ફરો, ધરો ના ખટકો,
કેસરીયાં કરીને પરો, ફતેહના ડંકો! ૧.

નિજ ધર્મ કર્મ નવ તજો દિલમાં સ્થાપો,
નિજ ડ્રેસ વેષ ને દેશ લેશ ન ઉથાપો,
નિજ ટેક છેક નવ તજો નામના છાપો,
નિજ જ્ઞાતી તણી ગરીબાઇ મૂળથી કાપો.
નિજ હામ દામથી લાભ લહે સહુ રંકો,
કેસરીયાં કરીને પડો ફતેહનો ડંકો! ૨.
શ્રીમંતોનો છે ફરજ ઉતેજન આપી,
સાહસીક નરોને હામ દામથી સ્થાપી,
પરદેશ તણાં વેપાર હુન્નરો માપી,
સ્વદેશ જમાવો, જમો લાખોને આપી,
દેશાટણુની દિન રાત ઝંખનાં ઝંખો,
કેસરીયાં કરીને પડો ફતેહનો ડંકો! ૩.
મ્હારાજોને જે ધરો ધનનાં ઢગલા,
તે કરો બંધ બસ, ભરો પશ્ચિમે પગલા,
સજો એક સંપને મળો સ્નેહથી સઘળા,
તજો અંધ શ્રદ્ધા, અજ્ઞાન, ધર્મના ઝગડા;
ખોટા બંધનને હવે લગાવો ઘટકો,
કેસરીયાં કરીને પડો ફતેહનો ડંકો! ૪.
ક્ષત્રીની રીત છે પાછી પીઠ નહીં કરવી,
રહી અડગ ધરીને ખડગ ધૈર્યના ધરવી,
ઉપાડયું છે જે કામ નામના કરવી,
કરી સહન અડચણો નદી પાર ઉતરવી,
વાગે છે સાંભળો, દૂર નોબતનો રણકો
કેસરીયાં કરીને પડો ફતેહનો ડંકો ! ૫.
ધર્માંધો જો નહીં માને ભેકાને પડતા.
દેકટનાં કજીયા કરી માંહો માંહે લડતા.
શાણા સમજુ ને જ્ઞાની નથી શું મળતા ?
રાખી સમ દ્રષ્ટી ન્યાયો થઇને ભળતા.
કહે દેવીદાસ છે ખાસ, હવે ના અટકો,
કેસરીયાં કરીને પડો ફતેહનો ડંકો !

# વરસાદ ના વૃષ્ટી માટે વિનંતી

## દોહરો.

કન્યાવિક્રય-પાપનો પ્રતીબંધ જો થાય,
વિધવાની વ્હારે ચડો તો જળ વૃષ્ટી થાય.

ગત વર્ષમાં વરસાદની તાણ પડવાથી, મુંબઈમાં મુળજી જેઠા કાપડ માર્કીટમાં કાપડીયા ભાઈઓએ એકત્ર થઈને શ્રૃંગી રૂષીની પ્રતીમાની સ્થાપના કરી વરસાદની વૃષ્ટી માટે બ્રાહ્મણોને જાપ કરવા બેસાડી હોમ હવન કર્યા હતા અને તેની પુર્ણાહુતી ધામધૂમથી કરી હતી. અસ્તુ !

શાસ્ત્રવચન પ્રમાણે જેમ પુન્ય કરવાથી પરમેશ્વર પ્રસન્ન થાય છે. તેમ પાપ કરવાથી તે કોપાયમાન પણ થાય છે, એ સર્વ માન્ય વાત છે, તો પછી વરસાદ ન આવવાનું કારણ દૈવ કોપ હોવાનું સંભવે છે, માટે કાપડીયા ભાઈઓ તથા જનસમાજને મારી નમ્ર વિનંતી છે કે તેઓએ એકત્ર થઈને વિદ્વાન શાસ્ત્રીઓ સમક્ષ શાસ્ત્રાનુસાર નીચે લખ્યા પ્રમાણેની પ્રતીજ્ઞા લેશે તો મારૂં માનવું છે કે અવશ્ય પરમાત્મા પ્રસન્ન થઈ સર્વ સ્થળે વરસાદની વૃષ્ટી વરસાવશે અને આનંદ ફેલાવશે:—

(૧) કન્યાવિક્રયના ક્રૂર કુચાલથી નિર્દોષ કુમારીકાઓનો જન્મારો ધુળધાણી થવાથી તેઓના શ્રાપ લાગે છે તેનો પ્રતિબંધ કરવો.

(૨) બાળ વિધવાઓ [illegible] જેઓને લગ્ન એ શું છે તેની પણ પૂરી સમજ હોતી નથી એવી અજ્ઞાન નિર્દોષ બાળવિધવાઓનાં અંતરની આંતરડીનો શ્રાપ, ગર્ભપાત [illegible] બાળહત્યા તથા આત્મહત્યાનાં પાપ અટકાવવા ખાતર બાળવિધવાઓ [illegible] લગ્ન કરવાની છુટ આપવી.

(૩) શ્રીમંતોએ ગ [illegible] ઓ સાથે સાચી ભ્રાતૃભાવ રાખવો.

ઉપર કહ્યા પ્રમાણે [illegible] પ્રતીબંધ થવાથી દૈવકોપ મટી જઈ વરસાદની અમૃત વૃષ્ટી [illegible] થશે.

આ ઉપરાંત, આ [illegible] અંધશ્રદ્ધાળુ ભગતો "ધર્મ ધર્મ" પોકારી રહ્યા છે! તેઓના તમામ ધર્મ, અક્કલમસ્ત, આળસુ તથા અજ્ઞાન.

ગમે તેવા હોય તોપણ બ્રાહ્મણનું નામ પડયું કે તેઓને સીધા, માલ મલીદા, પાટપીતાંબર, દાન દક્ષીણા, વાસણ કુસણ, તે પણ ચાંદીના—ઇત્યાદી, આપવામાં તથા હવેલીઓમાં હલ્લમદસ્તા હરામખોરોને સદાને માટે અઢળક પૈસો, વાડી, બાગ, બંગલા તથા માળા અર્પણ કરવામાંજ સમાઇ જાય છે. એવા બ્રાહ્મણો આપણા ભોળા ભાટીયા ભાઇઓને શાસ્ત્રોના લાંબા પ્હોળા શ્લોકો સંભળાવી, અષ્ટમ પષ્ટમ સમજાવી તથા કેટલાક ઉલ્લુ અંધશ્રદ્ધાળુઓને ફુલણજી બનાવી પોતાની ફક્ત પૈસા જમાવવાની નીચ સ્વાર્થીય બુદ્ધિનો તેઓના ઉપર ઉપયોગ કરી સારી રીતે ફાવી જાય છે એટલુંજ નહીં, પણ તેઓ એવી રીતે પૈસા કઢાવીને મુઢ ભાવીકોની મુર્ખતા ઉપર હસે છે, અને "છાશમાં માખણ જાય ને વહુ ફુવડ કહેવાય!" તે સ્પષ્ટ દેખાય છે તોપણ આ ધર્મઘેલડાઓની આંખો ઉઘડતી નથી એ બહુ અફસોસનીય છે.

ભાટિયાઓ, સારા પૈસાદાર અને મોભાદાર ગણાય છે, પણ બરાબર તપાસ કરીને જોશો તો મારા અનુમાન પ્રમાણે ૫૦ ટકા એવો ભાગ નીકળશે કે તેઓને પોતાના દરરોજના ઘર ખર્ચનો વિચાર થઇ પડતો હશે, જ્યારે બ્રાહ્મણોમાં એવો ભાગ જવલેજ માલમ પડશે એટલુંજ નહીં પણ તેઓનો મોટો ભાગ, આપણા મોટા મોટા હૈયાહીણ અંધશ્રદ્ધાળુ શેઠીયાઓના પૈસાથી સારી પેઠે ચીકાશવાળો માલમ પડે છે અને તેઓ અલમસ્ત સાંઢીયાઓની પેઠે મસ્તાન થઈ ફરે છે, ત્યારે આપણા પોતાના ગરીબ ભાઇઓની હાલત કેવી હશે તેની કલ્પના કરવાની કે તેઓ તરફ સહેજ નજર નાખવાની પણ તે શેઠીયાઓને એક પળની પણ ફુરસદ મળતી નથી.

આપણા શ્રીમંતભાઇઓ પાસે, જો એકઠા કરીએ તો, કરોડો રૂપીયા ધર્માદા ખાતે જમે થયલા નીકળશે જેનો ઉપયોગ, ધીંગા ધડ્યા ઢોંગીઓનું પોષણ કરવામાં તથા વિષયાંધ મહારાજોને કેસર કસ્તુરીનાં પૌષ્ટીકપાક ઇત્યાદી મોજશોખના ખર્ચો પુરા પાડવામાંજ થાય છે અને તેથી કરીને તેઓ મદોન્મત બની તે અંધશ્રદ્ધાળુઓની વહુ બેટી તથા બહેનોને

નીતિ ભ્રષ્ટ કરવામાં નર્કના કીડાની પેઠે મચ્યા રહે છે! તે વિષે અખા ભગતનો દુહો અત્રે બરાબર બંધ બેસતો થઈ પડે છેઃ—

મારકણો સાંઢને ચોમાસું માલ્યો,
કરડકણા કુતરાને હડકવા હાલ્યો,
મર્કટ ને વળી મદીરા પીએ,
અખો એથી સૌકો બીએ.

જે પૈસા ધર્મને નામે એકઠા કરવામાં આવે છે અને ખર્ચવામાં આવે છે તે પૈસા આવા અધર્મની વૃદ્ધિ કરવા માટે ખર્ચાય છે. તે તેઓને ખુલ્લું દેખાડી આપ્યા છતાં તથા રાડો પાડી થાકી ગયા છતાં મારા ભોળાભાઇઓની બુદ્ધિ ઠેકાણે આવતી નથી એ આપણી કોમનું મોટું કમભાગ્ય છે! પુન્ય માટે અપાતા પૈસાનો પાપ વૃદ્ધિ કરવા માટે ઉપયોગ થાય છે તેથી ખરેખર! દરેક સમજુ માણસનું દિલ દાઝયા વગર રહેશે નહીં, તેને માટે સ્વર્ગસ્થ ભાઇ ગોરધનદાસ દામોદર પમાણીએ જે કવીતા રચી છે તે વાંચવા લાયક છે. અને તે મનન કરવા યોગ્ય છે, તે કહે છે કે "ભાઇ બ્હેનો પૈસો, આપ પુન્ય માટે આપો, તેનો સાટે જુઓ કેવો પાપ પોટલો બંધાય છે."

શું આપણા શ્રીમંત ભાઇઓ-પાસે કરોડો રૂપીયા ધર્માદા ખાતાનાં છે તેનો ઉપયોગ ગરીબ ભાટિયાઓ માટે સેનેટરીયમો બાંધવા, ઓસ્પીટાલો ઉભી કરવા, અનાથાશ્રમો બાંધવા, સ્કુલો, લાયબ્રેરીઓ તથા હુન્નરશાળા વગેરે, સ્થાપવા પાછળ ન કરી શકાય? અંગ્રેજીમાં કહેવત છે કે "Charity begins at home" એટલે કે સખાવત પહેલાં ઘેરથીજ શરૂ થાય છે, એ શું ખોટી છે! અથવા "ઘરનાં છોરૂ ઘંટી ચાટે અને ઉપાધ્યાય ને આટો!" એ કયા શાસ્ત્રમાં લખ્યું છે તે કોઇ બતાવશે? આ ઉપરથી તે અંધશ્રદ્ધાળુ શેઠીયાઓ હજી પણ ચેતશે અને પોતાના પૈસાથી આળસુઓને ઉતેજન આપવામાં આવે છે તે બંધ કરીને ઉપર કહેલાં જ્ઞાતી હિત કામો કરવા પાછળ ખર્ચશે તો જ્ઞાતીની ઉન્નતિ થવી ઘણી સહેલી છે. શ્રી કૃષ્ણ પરમાત્મા તેઓને સદ્દબુદ્ધિ આપે! તથાસ્તુ!

# દુકાળનો વિક્રાળ કાળ.

## અન્નખોટમાં અન્નકોટ!

### દોહરો.

દુકાળથી આ દેશમાં, અન્નતણી છે ખોટ!
હવેલીઓમાં આ સમે, થાય અન્નનાં કોટ!

હાલમાં આ દેશમાં દુષ્ટ દુકાળ પોતાનો પાપી પંજો પ્રસારી રહ્યો છે, તેથી ગરીબોને ખાવાનું મળતું નથી અને અન્નની ખોટ જણાય છે: એવા વખતમાં અન્ન વગર ટળવળતા અને મરી જતા મનુષ્ય પ્રાણીના પ્રાણ બચાવવાને તેઓને શક્તિ અનુસાર અનાજ મોકલી આપવાનું તો બાજુએ રહ્યું પણ ઉલટી અન્નની મોટી ખોટ છે તેમાં ધર્મને નામે ધર્મઢોંગીઓ વધારો કરે છે: તે એવી રીતે કે નવા વર્ષના પડવાને દીવસે વૈષ્નવ ધર્મની હવેલીઓ અને મંદીરોમાં મોટા જથ્થામાં જુદી જુદી જાતનાં અનાજ રાંધી તેના ઢગલા કરવામાં આવે છે તેને "અન્નકોટ" કહે છે. આ અન્નકોટ ઠાકોરજીને અર્પણ કરી અલમસ્ત આળસુઓને વ્હેંચી આપવામાં આવે છે. (મુંબઇમાં મોટી હવેલીનો પ્રસાદ પાસેના ભોઇવાડામાં હમેશાં રસ્તામાં ગટરો પાસે જમીન ઉપર મુકી વેચવામાં આવે છે) અને એવી રીતે ગામેગામ સઘળી હવેલીઓ તથા મંદીરોમાં અન્નનો કેટલો બધો બગાડો થતો હશે, તેનો ખ્યાલ કરો! આવા અન્નખોટના વખતમાં આવા અન્નકોટ થવાથી ઉલટો ખોટમાં ખોટનો વધારો થાય છે અને તેથી ગરીબોનું મરણ પ્રમાણ વધે છે.

આ ઉપરથી સજ્જન ગૃહસ્થોને મારી નમ્ર વિનંતી છે કે તેઓ આવા દુકાળના સમયમાં આવા "અન્નકોટ" બંધ કરાવી તે પાછળ થતો ખર્ચ ત્યાંના દુકાળ પીડીત ગામોમાં, જ્યાં અન્નની ખોટ જણાય ત્યાં મોકલી આપવાનો બનતો પ્રયાસ કરશે અને તેમ કરવાથી ઠાકોરજી પ્રસન્ન થશે.

# ઓનરરી ઓદ્દા.

હાલમાં ઘણી ખરી સાર્વજનિક સંસ્થાઓ બહારથી જેટલા પ્રમાણમાં જાહેર પ્રજાને શોભાયમાન તથા શ્રેયકારક લાગે છે, તેટલા પ્રમાણમાં કાર્ય સિદ્ધી કરવામાં તૈયાર જણાતી નથી, એટલુંજ નહીં પણ ( Upto date Fashion ) છેલ્લામાં છેલ્લી ફેસન પ્રમાણે મોટી મોટી મીટીંગો ભરી, કમીટીને સબ કમીટીઓ નેમી, મોટા મોટાઓને ડાયરેક્ટરો, પ્રમુખો, ઉપપ્રમુખો, ખજાનચીઓ, સેક્રેટરીઓ નેમી તથા "અમે આમ કર્યું અને તેમ કર્યું" વગેરે બાબતોનાં ભપકાદાર ભાષણો કરી અને સુંદર કાગળો તથા સુંદર છપાઇનાં રોનકદાર રિપોર્ટો બહાર પાડી પ્રજાને આંજી નાંખવાને તેઓ પોતાથી બનતું કરે છે. આ સાર્વજનિક સંસ્થાઓમાં કામ કરવા માટે જે ઓનરરી ઓધ્ધા રાખવામાં આવે છે, તે મેળવવા માટે માનપાનના ભુખ્યા હાલમાં ઘણા મળી આવે છે, અને આ ઓદ્ધા મેળવીને-કામ કરવામા મોટું મીંડું ! પણ જાહેરમાં પોતાનું નામ પ્રખ્યાત કરવા તથા છાપાઓમાં છપાવવા બનતો પ્રયાસ કરે છે. આ કારણને લીધેજ આવી સંસ્થાઓ લાંબા વખત સુધી ટકી શકતી નથી.

ઓનરરી ઓધ્ધેદારોની ફરજ:-જેઓને આ ઓદ્ધા આપવામાં આવે છે અને જેઓ તેનો સ્વિકાર કરે છે તેઓ તે સંસ્થાના નોકર છે. પગારદાર નોકરોને તેના કામ બદલ પૈસા મળે છે જ્યારે ઓનરરી ઓધ્ધેદારોને તેઓના કામની કદર કરી, જાહેર પ્રજા જે માન આપે છે તે માન ઇશ્વરી બક્ષીશ સમાન છે. એવું માન ખરા ઓનરરીઓને મળ્યું પણ છે જો કે તેઓ પોતે જરા પણ માનની આશા રાખતાજ નથી. માણસ માત્ર ભૂલને પાત્ર છે, માટે પોતાની ભૂલને માટે જાહેર પ્રજા તરફથી કાંઈ કહેવામાં આવે તો તેઓએ તે ધીરજથી સાંભળી, તેની તપાસ કરી સુધારવી જોઇએ, અને નહીં કે તે ભૂલ જણાય છતાં તેને ઢાંકીને ઉપરથી ફ્રેંચ પોલીસનો પીછો મારી ભૂલ બતાવનારનેજ હલકો પાડવો ! કદાપી કહેનારની ભૂલ થતી હોય અને પોતાની ભૂલ ન હોય તોપણ જેમ એક નોકર શેઠનું એક વખત સાંભળીને તેની તપાસ કરી

ને પોતાની ભૂલ થઈ નથી એમ બતાવવાને જેટલો વિવેક બતાવે છે તેવીજ રીતે તેઓએ વર્તવું જોઇએ, અને જેવી રીતે, પોતાના શેઠને કાંઇ પણ નુકસાની થતી હોય તે અટકાવવાને તેનો નીમકહલાલ નોકર દોડી જાય છે તેવીજ રીતે પોતાની સંસ્થાના હિતને જરા પણ નુકસાન જતું હોય તે અટકાવવાને પોતાનું અંગત કામ છોડીને ઉઘાડે પગે દોડી જવું જોઇએ અને તે તેની ફરજ છે. મોટા શહેરોમાં આગ બુઝાવવાને જે બંબાખાના રાખવામાં આવે છે તે હમેશાં પોતાની ફરજ બજાવવાને કેવા તૈયાર હોય છે? આગની ઘંટી વાગે કે એક મીનીટ પણ ફોકટ ગુમાવ્યા વગર તાબડતોબ તેઓ આગની જગ્યાએ દોડી જાય છે.

મુંબઇમાં આપણી કોમનાં-"મુંબઇ ભાટીયા મહાજન" તથા "ભાટીયા મિત્ર મંડળ" રૂપી બંબાખાના છે. કાચ ભાંગીને આગની ચેતવણી આપવાને ઘંટી વગાડવાના ઠેકાણે ઠેકાણે જે થાંભલાઓ છે, એવો એકજ થાંભલો આપણી કોમમાં છે, તે "ભાટિયા પ્રકાશ" છે. અને તેની અંદર જુદા જુદા લખનારા આગની ચેતવણી આપનાર સરખા છે; અને બંબાવાળાઓએ હમેશાં પોતાના કામની તાલીમ લઇ રાત દિવસ તત્પર રહેવું જોઇએ. પણ મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે આપણા આ માનવંતા બંબાવાળાઓને જ્યારે ઘંટી વગાડીને ખબર આપવામાં આવે છે ત્યારે તેઓ ઉંઘતા હોય અથવા રમત ગમતમાં ગુલતાન હોય છે અને તેઓ તે સાંભળવાની દરકાર પણ કરતા નથી; તેઓને ઘંટીથી ખબર આપવામાં આવે છે એટલુંજ નહીં પણ તેઓને જાતે મળી તથા લેખીત ખબર આપી આજીજી કરવામાં આવે છે છતાં તેઓનું ધ્યાન ખેંચાતું નથી; અને જ્યારે છુટી શકાય નહી ત્યારે તેઓ એમ કહે છે કે "ભલે! જે ઘરમાં આગ લાગી છે તે ઉપાડીને અમારી ખુરશીની સામે મુકી દો અને અમને ફુરસદ મળશે તો ધ્યાન આપી ઘટતું કરશું." કેવો વિચીત્ર જવાબ! અને વળી વધારામાં તેઓ કહે છે કે આ તો અમારો અંગત અભિપ્રાય છે, જો સંસ્થાના ઓધ્ધેદાર તરીકે સંસ્થામાં પુછશો તો અમારો અભિપ્રાય જુદો છે. એનો શું મતલબ? એકજ હૃદયના બે અભિપ્રાય! તે ઉપરાંત તેઓ એમ પણ કહે છે કે અગાઉ અમે એવી એક આગ ઓલવી હતી પણ પાછળથી ત્યાં ફરીને આગ લાગી અને આખું ઘર જાન માલ સહીત બળી ગયું અને અમને અપયશ મળ્યો, માટે

વળી પણ એમ થાય તો ? માટે હવે એવા કામમાં માથું મારવું નહી. એટલે કે હવે ગમે તેટલી આગ લાગે તે પણ ઓલવવા જવું નહી, પણ બહારથી ડોળ દમામ તો તેવાજ ચાલુ રાખવા ! એ પણ વીસમી સદીની ફ્રેંચ પોલીસની એક ફેશન છે.

આ ઓધ્ધેદારોએ સમજવું જોઇએ કે જાહેર પ્રજાની કોઇપણ વ્યકિતની ફરજ, માત્ર જ્યાં આગ લાગી હોય તે માલમ પડે કે થાંભલાની ઘંટી વગાડી બંબાવાળાઓને ખબર આપવાની છે અને ઘંટી સાંભળી તાબડતોબ આગની જગ્યાએ દોડી જઈ આગ ઓલવી, માણસોના જાન માલનું રક્ષણ કરવાનું કામ બંબાવાળાઓનું છે અને નહીં કે ઘંટી વગાડનાર ખબર આપનારનું !

જો આ સાર્વજનિક ખાતાઓ પોતાનું કામ શું છે તે સમજે અને તે પ્રમાણે વર્તે ( અપ-ટુ-ડેટ-ફેશન પ્રમાણે ફ્રેંચ પોલીસ લગાડીને નહીં હો ! ) તો તેઓને ચોપડ, પાના, શેત્રંજ તથા ટેબલ ટેનીસ રમવાની એક મીનીટની પણ ફુરસદ મળે નહીં, પણ જ્યાં એમ સમજવામાં આવે કે " અમે કરીએ છીએ તે બરાબર છે અને તમે નાહક ટક ટક કરી સંસ્થાને તોડી પાડવાના પ્રયત્નો કરો છો એ તમારી નિર્લજતા છે " ત્યાં પછી તે સંસ્થાને અને જાહેર પ્રજા ઉભય પક્ષને નુકશાન થવાનો સંભવ છે. આ ઉપરથી ઓનરરી ઓધ્ધેદાર સાહેબો પોતાના ઓદ્ધાનું સત્ય સ્વરૂપ જોઇ, તે પ્રમાણે વર્તશે તોજ આ લેખને ન્યાય મળવાનો અને જ્ઞાતીને લાભ થવાનો સંભવ છે.

---

## १. कोम रुल विना २. होम रुल ?

---

હાલમાં હોમરૂલના વિષયની એટલા જોસથી ચળવળ ચાલી રહી છે કે તે સંબંધી સરકારને મોડે વ્હેલે કાંઇક પણ સુધારો કરવો પડશે. હું તે વિષયની વિરૂધ્ધ નથી, તે દેશને માટે ઘણો કીંમતી વિષય છે, પણ હું હાલ તે વિષય ચર્ચવા ઇચ્છતો નથી. હું પણ હોમરૂલનો

---

૧. કોમનો કારભાર. ૨. દેશનો કારભાર.

મેમ્બર છું. પણ મારૂં કહેવાનું એ છે કે આપણે પહેલાં કોમરૂલ કેવી રીતે કરવું તે તરફ સંપુર્ણ લક્ષ આપવું જોઇએ. આપણી કોમની અંદર કુસંપ, કલેશ, ધર્મને નામે ધતીંગ. અંધશ્રદ્ધા, જાતી અભિમાનની ખામી તથા કેટલાક હાનીકારક રીવાજો જડ ઘાલી બેઠા છે તેનો કોમરૂલરોએ પહેલાં ત્યાગ કરી, તેનો દાખલો બેસાડી કોમની અંદરથી કહાડી નાખી, અને તેને માટે જે ધારા ધોરણ બાંધ્યા હોય તેનો અચુક અમલ કરવો જોઇએ. હોમરૂલની અંદર ભ્રાતૃભાવ વધારવાનું કહેવામાં આવ્યું છે. એટલે કે કોઇ પણ ઇન્ડીયન હોય તેને ભાઇ પ્રમાણે ગણવો જોઇએ, ત્યારે આપણે તો એકજ વંશનાં અને એકજ લોહીનાં ભાઇઓ છીએ તો તેની અંદર ભ્રાતૃ ભાવ ન વધી શકે એ તો ઘણી નવાઇની વાત લાગે છે! જો એવી રીતે એકજ વંશમાં ભ્રાતૃ ભાવની લાગણી ઉત્પન્ન થઇ શકે નહીં. તો પછી હોમરૂલની છાયા તળે કોઇ પણ ઇન્ડીયન તરફ ભ્રાતૃ ભાવ કેમ રહી શકશે? કોઇ એમ કહે છે કે જ્ઞાતીની અંદર કોઇ કોઇને ગણકારતું નથી; તો પછી હોમરૂલ મળશે ત્યારે કેમ કરશો? અગાઉ જ્યારે નિ:સ્વાર્થી અને નિષ્પક્ષપાતી કોમરૂલરો હતા તેઓ જે કાયદાનો અમલ કરતા હતા તેને સઘળા માન આપતા અને તેઓથી સઘળા ડરતા હતા તેનું કારણ બીજું કાંઇ નહીં-ફક્ત "નિ:સ્વાર્થ" અને "નિષ્પક્ષપાત". તે હાલમાં જતાં રહ્યાં છે અને તેથીજ કોમરૂલ પડી ભાગ્યું છે. અને તે જ્યારે નથી બનતું ત્યારે હવે "હોમ રૂલ! હોમ રૂલ"! કરી રહ્યા છે! તેની અંદર પણ જ્યાં સુધી "નિ:સ્વાર્થ" અને "નિષ્પક્ષપાત" ની ખામી હશે તો તે પણ ચલાવવું મુશ્કેલ છે. માટે પહેલાં કોમરૂલની બરાબર વ્યવસ્થા કરો અને પછી હોમરૂલનું ધ્યાન ધરો.

ઘણાં અફસોસની વાત છે કે હાલમાં કોમ-કલ્યાણ માટે કોઇપણ પ્રયત્ન કરતું નથી! જ્યારે હતા ત્યારે ઘણા હતા અને નથી ત્યારે કોઇ નથી; અને તેથીજ વગર સુકાણી વ્હાણનાં જેવી જ્ઞાતીની ગતી થઇ રહી છે. હમણાં તો સૌ કોઇ એમ કહે છે કે "આપ આપકા સમાલીયો" પણ એવી રીતે ચાલુ રહ્યું તો જ્ઞાતીની કેવી સ્થિતી થશે તેનો જો વિચાર કરશો તો જણાશે. આપણી કોમની અંદર કોમરૂલ કરી શકે એવા ઘણા ભાઇઓ છે, પણ તેઓ પોતાની શકિતનો ઉપયોગ અન્ય દિશામાં કરે છે- ભાઇ જમનાદાસ દ્વારકાંદાશ જેવા દ્રઢ મનવાળા, સાહસીક

અને વિદ્વાન પુરૂષે હોમરૂલ પછવાડે પોતાનું તન મન ધન અર્પણ કરી દીધું છે. જો કે તેને તેની ટેકને માટે ધન્યવાદ ઘટે છે તોપણ તેમણે પોતાની કોમરૂલ તરફની ફરજ વિષે વિચાર કરવો જોઇએ. પહેલાં ઘર સાફ કરી પછી આંગણું સાફ કરવું. ભાઇ લક્ષ્મીદાશ રવજી તેરસી પણ હોમ રૂલર છે અને ઘણી સાર્વજનીક સંસ્થાઓમાં ભાગ લે છે પણ જ્ઞાતી વિષે વિશેષ કરવાની તેમને ફુરસદ મળતી નથી. ભાઈ જીવરાજ ગોકુલદાશ નેણશીં રેલ્વેની હાડ મારી દૂર કરવામાં તન તોડીને હોંસથી મચ્યા રહે છે પણ તેઓ કોમની હાડમારી દૂર કરવા માટે તેટલો પ્રયત્ન કરતા નથી. ભાઇ વીશનજી ઠાકરશીં હાલાઇ જેણે ભાટીયાઓના ભલા માટે ભેખ લીધો હતો તેણે મચ્છેંદ્ર યોગીની પેઠે ભેખ ઉતારી પાછા સંસારી થયા છે. ભાઇ નરોતમ મોરારજી ગોકલદાસ. ધનાઢય ગૃહસ્થ છે, અને કોમને માટે ઘણું કરી શકે એમ છે, પણ તેઓ પોતાની જ્ઞાતી હિતની ફરજ તરફ કેમ ધ્યાન આપતા નથી તેની સમજણ પડતી નથી. ભાઈ દામોદર રવજી પુરેચા તેઓની અવસ્થા પ્રમાણે અગાઉ જેટલા પ્રબળ જણાતા નથી. ભાઈ મગનમલ આસનમલ, ફીકલા જેવા ભાટીયાના ભલાને માટે ભટકનારા, ઉપરનાં ફેરફારોથી નિરૂત્સાહી થઈ ગયા હોય એવું જણાય છે. મારા જેવા કેટલાક રાડો પાડયા કરે છે પણ નગારખાનામાં તુતીનો અવાજ કયાંથી સંભળાય? આ ઉપરથી એમ માલમ પડે છે કે જ્ઞાતીની અંદર ગેરવ્યવસ્થા ચાલી રહી છે અને જેને જેમ ફાવે તેમ વર્તે છે. જ્ઞાતીનું કોઇપણ જાતનું બંધારણ રહ્યું નથી. એક મોટું કામ પાંચસો માણસોએ સાથે ઉપાડયું હતું, પણ જયારે પડતું મેલ્યું ત્યારે બધાએ સામટું મુકી દીધું. હવે કોઇ પણ હાથ લગાડતું નથી. આને માટે ખરૂં કહું તો "મુંબઇ ભાટીયા મહાજન" જોખમદાર છે. હાલ તો આવી સ્થિતી છે, હવે પછી કાળચક્ર ફરે અને કાર્ય પાર પડે તો દાસની આશ ફળે? ઇશ્વર ઇચ્છા બળવાન છે. જે થાય તે ખરૂં!

---

# भाटिया कोमनी उन्नतीनो स्वाल.

## શું કોમની ઉન્નતી એમ થાય?

### ઉપજાતી વૃત.

ફરે ફરે ને બહુ મોજ માણે, ગરીબની પીડ નહીં પિછાણે,
રંગે રમે રંગ મ્હેલે સદાય. શું કોમની ઉત્રતી એમ થાય? ૧.

ખાંતે જમે ઘેબર ખીર પુરી, પકવાન પાંચે બરફી મધુરી,
ગરીબની હાલત ના જોવાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૨.

સુખમાં શ્રીમંતો શાંતી ગુજારે, સુખી આપ તો અન્ય સુખી વિચારે !
એવી શ્રીમંતાઈ એળે ગણાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૩.

બગી ઘુમને મોટરમાં મહાલે, પુના વિષે રેસ વિના ન ચાલે,
દુઃખ દીનનાં દૂર નહીં કરાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૪.

પૈસા મળ્યા બહુ પ્રભુનાં પ્રતાપે, પરમાર્થ માટે કોડી ન આપે,
હોંસે હજારો કુમાર્ગે હોમાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૫.

ઓફીસ મોલો દુકાનો ચલાવે, પરકોમને કામ આપી નિભાવે,
નિજ ભ્રાતને ભાગ નહીં અપાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૬.

વાતો કરે મુખથી મોટી મોટી, આવે સમય થાય કદી કસોટી,
બોલ્યા પ્રમાણે પછી ના પળાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૭.

કરે ઠરાવો મળીને પચાર, પાળે ન પાળે, નહીં તે વિચાર,
એવા ઘણા કાગલમાં લખાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૮.

બહારે બતાવે બહુધા સુધારા, ઘરમાં ચલાવે ઉલટા કુધારા !
મિથ્યાભિમાની મનમાં ફુલાય. શું કોમની ઉન્નતી એમ થાય? ૯.

ભલે કરો બહાર સારા ઠરાવો, સ્ત્રી સંમતી વિણ કદી ન ફાવો,
અફસોસ ! સ્ત્રીઓ ના કેળવાય, શું કોમની ઉત્રતી એમ થાય? ૧૦.

વેપારમાં ખુબ નાણું જમાવે, કજીયા લડીને લાખો ગુમાવે,
વકીલને કોરટમાં હોમાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૧.

વિવાહ પ્રસંગે વેસ્યા નચાવે, વાજાં વિદેશી વિજળી વસાવે,
એવો ધુમાડો ધનનો કરાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૨.

ધનવાન સ્ત્રીઓ શોભે શરીરે, પણ અંગમાં જોર નહીં જરીરે,
ઘર કામની મ્હેનત ના કરાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૩.

પલંગથી પાય હેઠો ધરે જો, નાજુક પગમાં ફોલ્લા પડે તો!
લાડીલી લલના લાડે લડાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૪.

નિજ બાળને અપ શબ્દો શીખાવે, "પીટયા મુવા" ગાળ આપી બોલાવે!
નીતિ સુરીતી નહીં શીખવાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૫.

વારે ત્હેવારે જુગટું રમે છે, જુગારખાનું ઘરમાં જમે છે!
ધન આબરૂની હાની જણાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૬.

કહે કરો બંધ કન્યા-કબાલા, આંખે બની અંધ બન્યા નમાલા!
લઇ દામ દુહિતા વૃદ્ધને દેવાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૭.

પૈસા થકી પરણે પાંચ વાર. ઘરડા ચડે વરઘોડે ધિક્કાર!
જુવાનીયા નારી વિના રીબાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૮.

બ્હારે ધિક્કારે વૃદ્ધ બાળ-લગ્નો, બુઢ્ઢા બગાડે ભવ બાળકીનો.
વિધવાઓની વૃદ્ધિ વિસ્તરાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૧૯.

રંગે રમે રોજ ભરથાર ભામા, સંસાર સુખમાં મલકાય સ્યામા,
વિધવાઓની વિપત્તી ના જોવાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૨૦.

લઘુ બાળકોનાં લગ્નો થકીરે! પાકે પ્રજા અલ્પ-આયુઃ દુઃખીરે!
પ્રસુતા તથા બાળ મર્ણો જણાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૨૧.

મુવા પછી બ્રાહ્મણને જમાડે, શ્રાધ્ધા સરાવી સ્વર્ગે પોચાડે (?)
જીવતાં વડીલો દુખી દેખાય, શું કોમની ઉન્નતી એમ થાય? ૨૨.

હવેલીઓને હૃદયે તપાસો, છે ધર્મ કે નારકનો તમાસો!
શું ધર્મ તે સત્ય ના ઓળખાય, શું કોમની ઉન્નતી એમ થાય! ૨૩.

ઢોંગી ગુરૂઓ જગને ઠગે છે! ભોળા જનો તેનું એઠું જમે છે!
ન્યાતી જનોથી વટલી જવાય! શું કોમની ઉન્નતી એમ થાય? ૨૪.

ટીલાં કરે રોજ મોટાં કપાળે, હવેલીઓમાં દિન રાત ગાળે!
"જેજે" મુખે, દંભ દિલમાં દેખાય. શું કોમની ઉન્નતી એમ થાય? ૨૫.

કહે તજો સંગ કુછંદીઓનો, પોતે કરે સંગ પાખંડીઓનો!
મીઠું મુખે, મેલ મનમાં ન માય, શું કોમની ઉન્નતી એમ થાય? ૨૬.

ભટકે બપોરે પરઘેર ભામા, મારે મંદીરમાં ગપ્પાં નકામા!
રે! ધર્મ નામે કુકર્મો કરાય! શું કોમની ઉન્નતી એમ થાય? ૨૭.

ગણે પતિને પશુની સમાન ! પાપી પુરૂષથી કરે પિછાન !
પતિવ્રતા-ધર્મ નહીં પળાય ! શું કોમની ઉન્નતી એમ થાય ? ૨૮.
ધન ધામ આપે પાખંડીઓને, વળી વૃથા દાન દે ઢોંગીઓને,
જ્ઞાતી વિષે પાઈ નહીં અપાય, શું કોમની ઉન્નતી એમ થાય ? ૨૯.
ઉરે ધરો વાત જો સત્ય લાગે, કરો ભલું કોમનું દાસ માગે,
કાને શુણીકે'ણુ કાઢી નંખાય ! તો કોમની ઉન્નતી કેમ થાય ! ૩૦.

---

## શ્રી કૃષ્ણને યાચના.

## દાસની આશ.

### શાર્દુલ વિક્રીડીત.

હે ! કરૂણા કરી કૃષ્ણ ! કૃષ્ણ-કુળમાં, શાંતી સદા સ્થાપજો.
ભ્રાંતીને ભોળાઇ, ભૂંડી ભીરૂતા, ભયનાં બધાં કાપજો;
દરીદ્રતા દુઃખદાઇ દૂર કરીને, સ્નેહે સુધારો સ્થિતી,
દાંભીકના નિર્મૂળ નષ્ટ કરીને, ટાળો સદા દુર્મતિ. ૧.
વિદ્યાવાડી દામ દામ ફળતી, રાખો સદા ખીલતી.
ખેતીવાડી, વિવિધ હુન્નર કળા, તેની કરો ઉન્નતી.
વિશ્વવિશ્વના વેપાર વૃદ્ધિ કરવા, બુદ્ધિ રૂડી પ્રેરજો,
દેશાટણ ભૂગોળ ગોળ ફરવા, ઉલ્હાસ ઉભરજો. ૨.
કન્યા વિક્રય, બાળલગ્ન બહુધા, બુઢ્ઢા વરે બાળકી !
વિધવા વાંઢા નષ્ટ ભ્રષ્ટ થઇને, દુખિયા દુરાચારથી !
ક્લેશ, કુસંપ, કુચાલ, કષ્ટ સઘળાં, જ્ઞાતી તણાં ટાળજો,
માયા, મત્સર, મોહ. મેલ, મમતા, મનનાં બધાં મારજો. ૩.
અંધશ્રદ્ધા, અજ્ઞાન, ઉગ્ર અરી ને, આળસ્ય આ અંગનું.
આ સઘળાં સંતાપ તાપ હરીને, આનંદ સત્સંગનું;
ભ્રાતૃભાવ પ્રભાવ પૂર્ણ પ્રગટે. એવા અભિલાષથી,
દ્દીકર જોડી દેવીદાસ દિલથી, માગે પ્રભુ પાસથી. ૪

**તથાસ્તુ ! તથાસ્તુ ! તથાસ્તુ !**



## પરચુટણ બાબતો.

### સંગીતનાં શોખીનો.

**મનહર છંદ.**

સોનાની સતાર ને સારંગીએ સોનાની કરૂં,
ગાન તાન ગાઇ રોજ મોજ ખૂબ માણીએ;
હારમોનીયમ મારો હીરો હૈયા હાર કેરો,
તનનન તોમ કરી તીણા શુર તાણીએ;
ફિડલ ને ફોનોગ્રાફ. ફેન્સી ને ફસ્ટ કલાસ.
યુરોપ અમેરીકાથી નવા નવા આણીએ;
કહે શોખીનો વિચારી, મળે જો સોરતી સારી,
કંચનીનાં કંઠ તણી કિંમત પિછાણીએ.

### તંબાકુની દાબડી.

દાબડી દયાળજીની દેખી દિલે આવે દયા,
દાબી રાખે હૈયે, જાણે પ્રાણ થકી પ્યારી છે;
વાલી નહીં મુકે જરી, નજરમાં રાખે ધરી,
નયન ચુકાવી નાથને દગો દેનારી છે;
પલકમાં જાય ખરી, પછી વળી આવે હસી.
હાથ તાળી આપી આવ જાવ કરનારી છે;
ગમે તેમ હરે ફરે, ચડે જઇ પર કરે,
નાથ શોધી પ્હોંચે ઘરે એવી સતી નારી છે.

### મિત્રનો પ્રેમ.

ભારત ભુમીમાં ભ્રાતૃ ભાવનો પ્રભાવ ભાળો,
દરેક નરનારી સૌની પ્રેમ તણી નેમ છે;
પ્રેમ પ્રેમી દંપતિનો, પ્રેમ ભાઇ બેન તણો,
મજબૂત બંધ જેનાં ત્રૂટે નહીં તેમ છે;
જીવ જેમ માછલીનું જળ સાથે જડયું જુઓ,
મેઘ વિના ચાતકને પૂછી જુઓ કેમ છે;
ઘણાં એવા પ્રેમ જોયા પણ દેવીદાસ કહે,
જીભે ન ગવાય એવો મિત્ર તણો પ્રેમ છે.

# रेल गाडी के जेल गाडी?

### મનહર છંદ.

સુખની સ્હેલાણી માટે સારા સારા સાજ થયા,
રેલ્વે થકી વિશેષ દેશની આબાદી છે;
ઝડપથી જાય, જાન માલને ઉપાડી જાય,
આવજાવની અતિ વિટંબના મટાડી છે;
કાયદા બનાવ્યા લોક ફાયદાને કાજે, પણ
પોતે નહીં પાળે, એમ ન્યાયને લગાડી છે!
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
આતે રેલ ગાડી છે કે જાતે જેલ ગાડી છે? ૧.

દશને ઠેકાણે વીશ ઠાંસી ભરે ખીચો ખીચ,
દાદ નહીં આપે એવી કંપની અનાડી છે;
પ્હેલા બીજા વર્ગમાં તો મોટા મોટા ખટેખાંને,
ખમા! ખમા! કરે જાણે બાપુકી આ ગાડી છે!
ત્રીજા વર્ગવાળાને તો પશુની સમાન ગણે,
હાલત જેઓની હાય! બહુ દુઃખકારી છે!
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
આતે રેલ ગાડી છે કે જાતે જેલ ગાડી છે? ૨.

જુદી જુદી કોટડીઓ જેલમાંના કેદીઓને,
હવા ને ઉજાસવાળી યોગ્ય પૂરી પાડી છે;
વિના અપરાધ મુંગા[1] પ્રાણીઓને પૂરી રાખે,
કેદીઓ થકી અધીક હાલત નઠારી છે;
શાણી સરકાર જો સંભાળથી તપાસ કરે,
જરૂર જણાય કેવી થાય ઠાકમારી છે!
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
આતે રેલ ગાડી છે કે જાતે જેલ ગાડી છે? ૩.

---

૧. અજ્ઞાન માણસો.

સામાન તોલાય, પાસ બુકમાં નોંધાય, તોય
ઠેકાણે ઠેકાણે ઉતારૂને નડનારી છે;
મળે જો મિઠાઈ, તકરાર પતી જાય બધી.
ગરીબોને ડરાવીને દામ હરનારી છે;
માનીતા મુસાફરોને માનસન્માન મળે,
અજાણ્યા ઉતારૂને હેરાન કરનારી છે;
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
આતે રેલ ગાડી છે કે જાતે જેલ ગાડી છે? ૪.

ગિરદીમાં ચોરી થાય, ભીડથી મુંઝારો થાય,
બાલબચ્ચાં દુખી થાય, કેર કરનારી છે;
કોઈ ઉઠી દાદ માગે, ગાર્ડ "ડેમફૂલ" ભાખે,
મુક્કીનો સ્વાદ ચાખે, ભયભીત ભારી છે;
રેલ બાઈ તણી ક્રૂરતાઈ કહી જાય નહીં;
ભાઇ! ભાઇ! એવી કોઈ ભુંડી નહીં ભાળી છે!
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
આતે રેલ ગાડી છે કે જાતે જેલ ગાડી છે? ૫.

કેટલેક સ્ટેશને તો પાણીનું ઠેકાણું નહીં!
પાણી વિના પ્રાણીઓનાં પ્રાણ પીડનારી છે;
ગોરા લોક માટે બધું, કાળા માટે કાંઈ નહીં,
કાળા લોક તે તો જાણે કુતરા બિલાડી છે!
કાળા થકી પેટ ભરે, કાળાથી કમાઈ કરે,
કાળાને સતાવે, ને અન્યાય કરનારી છે!
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
આતે રેલ ગાડી છે કે જાતે જેલ ગાડી છે? ૬.

કાળા થકી ધોળા થયા, ગાડી ઘોડાવાળા થયા,
કાળા વિના હાલ એના ખચીત ભીખારી છે;
કાળા થકી દામ મળે, કાળાને હેરાન કરે,
કાળાને આરામ લેશ નહીં આપનારી છે!
ગોરા માટે ખાસ થર્ડ ક્લાસ તો રીઝર્વ્ડ રાખે,
કાળાને પશુની પેઠે ઠાંસી ભરનારી છે;
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
આતે રેલ ગાડી છે કે જાતે જેલ ગાડી છે? ૭.

કાકો મળે કોઈ ત્યારે જોઇને તપાસ કરે,
"વેરી સોરી" કહી માંડવાળ કરનારી છે;
ઉતારૂ અજાણપણે કાયદાનો ભંગ કરે,
કાગનો બનાવી વાઘ બહુ નડનારી છે;
દેશ કોનો? દ્રવ્ય કોનું? કોણ આવી મોજ કરે?
જુઓ તો જણાય, દશા દેશની નઠારી છે!
જુલમ! જુલમ! થાય, જીવનું જોખમ થાય!
દાખે દેવીદાસ આ જુલમી જેલ ગાડી છે. ૮.





# કે. જીવરાજની કું.



## પ્રોપ્રાયટર્સ ઇન્ડીયન નેશનલ પ્રી. વર્ક્સ, સ્ટેશનર્સ, ઇન્સ્યુરન્સ એજન્ટસ એન્ડ કોલ મર્ચન્ટસ.



ગુજરાતી, અંગ્રેજી તથા હિંદીમાં સફાઇદાર છાપવાનું કામ મધ્યમ ભાવે કરી આપવામાં આવે છે.

જીંદગી, આગ તથા દરિયાના વીમાનું કામ સ્વદેશી (હિંદમાં સ્થાપન થએલી) તેમજ વીલાયતી વીમા કું. માં ઉતારી આપવામાં આવશે.

મીલ, જીન તેમજ બીજા કારખાનાઓ માટે કોલસાનો જથ્થો મધ્યમ ભાવે મુદતસર સપલાઇ કરી આપવામાં આવશે.

અમારા પ્રેસમાંથી ગુજરાતી ભાષામાં નીચે લખેલા પુસ્તકો મલી શકશેઃ-

રા. રા. જીવરાજ ગોકલદાસ નેણશી કૃત,

રેલ્વે કાયદા ભાગ ૧ લો તથા ૨ જો કીં. દરેકનો દોઢ આનો.

ત્રામના;કાયદા કીં. બે આના.

[illegible] રા. હરી-ગોકુલ વર્મા કૃત,

લો. મા. તીલકના ભાષણો કીં. દશ આના, ટપાલ ખર્ચ જુદું.

વધુ વીગત માટે મળો યા લખો,

**જીવરાજ ગોકલદાસ નેણશી,**

મેનેજીંગ પાર્ટનર.

બોરાબજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

ટેલીફોન નાં૦ ૩૩૯૯.

તારનું સરનામું, Reliefkey Bombay.